શ્રી સાહિત્ય કુંજ ગ્રંથમાળા.

મણકો ૨ જો.

# "ગુલબહાર"

અને

# આદર્શ ભ્રાતૃ-સ્નેહ.

---

બહાર આઇનો ઉસકે સાથહી,
ગુલ કે કદમ આએ.
હુઇ રૂખસત ચમનસે યહતો,
ફિર વહ હકબ ઠહરતી થી.

---

અનુવાદક :—

અંબાલાલ બી. પટેલ રામોલકર.
સંપાદક—શ્રી સાહિત્ય કુંજ ગ્રંથમાલા.
રામોલ—(ગુજરાત)

---

આવૃતિ ૧ લી. સંવત ૧૯૭૭.

વાર્ષિક લવાજમ રૂા. ૨ા છુટક કીંમત ૦—૩—૦ આના.

# આભાર—સ્વીકાર.

નિચેનાં માસિકો પુસ્તકો મળ્યાં છે જેની પ્હોંચ આભાર સહ સ્વીકારીએ છીએ અભિપ્રાય હવે પછી,

(૧) પારદ માસિક ગોંડળ વાર્ષીક લવાજમ રૂ. ૨. (૨) કર્મવીર લવાજમ ૨—૪—૦ અમદાવાદ, (૩) "સીતા વનવાસ" (૪) ટુંકા લેખો બન્નેના કર્ત્તા ભીખાભાઇ પુ. ગોધરાકર.

---

# સમર્પણ.

વિવિધ વિદ્યા વિશારદ સાહિત્યાનુરાગી
શ્રીમાન ગુલાબભાઈ ઈશ્વરભાઈ પટેલ
અંકલેશ્વર નિવાસી,
મુ. રવાલીયા.

મારા પ્રતિ આપની અનહદ કૃપા તેથી આપ-
શ્રીની સાહિત્ય સેવાની ઉમદા કદર તરફ
આકર્ષાઈ આપશ્રીના કરકમલમાં આ
"ગુલબહાર" અત્યન્ત ભ્રાતૃ-
ભાવ પૂર્વક સમર્પિત
કરૂં છું.

હું છું આપનો,
અંબાઇદાસ બી. પટેલ,
રામોલકર.

# નિવેદન.

પ્રિય સાહિત્ય વિલાષિ સજ્જનો !

આ ગ્રંથમાળાનો બીજો મણુકો "ગુલ બહાર" ગ્રાહક બન્ધુઓના કર કમલમાં મુકતાં મને વધારે સંતોષ થાય છે, અમોએ સાહિત્ય સેવાના લીધેલા શ્રમની ગ્રાહક બન્ધુઓએ અગાઉથી પર્યંત ઉમદા કદર કીધી છે; અને ભવિષ્યમાં તેજ મુજબ દરેક ગ્રાહકો અમોને ગ્રાહકો રૂપી સ્હાય મોકલાવી આપશે જેથી અમો જેમ બનશે તેમ આ માળાદ્વારા ઉત્તમોત્તમ ગ્રંથો પ્રકટ કરી ગ્રાહકોની સેવામાં રજુ કરીશું.

ત્રીજો મણુકો દસ બાર ફરમાનો દળદાર થશે. જેને છપાઇ તૈયાર થતાં બેએક માસ વ્યતિત થશે. જે મણુકો તૈયાર થએ ગ્રાહકોના તરફ વિના વિલંબે મોકલવામાં આવસે ઉઘરાણી કરવાની જરૂર નથી.

દરેક વાંચક વિચાર કરવાની જરૂર છે કે અઢી રૂપીયાના નજીવા લવાજમમાં બે હજાર પૃષ્ટનું વાંચન આપવાનું અમોએ કબુલ કરેલું છે. જેથી આવા સસ્તા સાહિત્ય પ્રચારના કાર્યમાં પ્રત્યેક વાંચકોએ ગ્રાહકરૂપી સ્હાય મોકલવાની જરૂર છે.

આ ગ્રંથમાળાને ગ્રાહકો ઇત્યાદકમાં સ્હાયતા મોકલનાર મ્હારા ત્રણ મિત્રો છે જેમાં નાઇકા શાળાના હેડ માસ્તર રાજેશ્રી ફુલાશંકર જીવરામ પુરોહિત છે તેમ પીજ નિવાસી કાલીદાસ ગોવિંદભાઇ અને ચુનીલાલ વૈદરાજ એ ત્રણે મિત્રોનો આ સ્થળે આભાર માનું છું અને ઇચ્છું છું કે તેમના સદ્દવિચારોને પ્રભુ પુર બરતીમાં આણે.

લી. સાહિત્ય શેવક "શમોલકર"

ગઝલ.

## પ્રપંચી ! હો' ! ખરા કે નહી !!!

અમારે આંગણે આવી, અમોને ખુબ લલચાવી;
ભલા આજે તમે ફાવી, પ્રપંચી હો' ! ખરા કે નહી ?!!!

સલામી તો પ્રથમ ભરતા, કહ્યું ડાહાપણ ભર્યું કરતા;
હમારાથી બહુ ડરતા, પ્રપંચી હો' ! ખરા કે નહી ?!!!

કરી વેપારની વાતો, ફસાવ્યા ભોળવી આતો;
હવે મારો તમો લાતો, પ્રપંચી હો' ! ખરા કે નહી ?!!!

ખિર્યા નાણાં કપટ વિધિ, લખાવી મીલકતો લીધી;
ન પાછી એ તમે દીધી, પ્રપંચી હો' ! ખરા કે નહી ?!!!

નવાબી ચાલતી જ્યાં જ્યાં, કર્યાં કદમો તમે ત્યાં ત્યાં;
લડાવ્યા માંહો માંહેયાં, પ્રપંચી હો' ! ખરા કે નહી ?!!!

પ્રથમ ભેળા અમે લીધા, અને ઘરમાં જવા દીધા;
છતાં ચાલ્યા નહી સીદ્ધા, પ્રપંચી હો' ! ખરા કે નહી ?!!!

દીધી જ્યાં આંગળી ત્યાં તો, બધી અમ દેહને પકડી;
અને રાખ્યા તમે અકડી, પ્રપંચી હો' ! ખરા કે નહી ?!!!

કરી ખટપટ મહી પેઠા, મુનીમજી શેઠ થઇ બેઠા;
વચન જુઠાં અને મીઠાં, પ્રપંચી હો' ! ખરા કે નહી ?!!!

કરેલા ગુણ ગયા વિસરી, ચલાવો ચાલતો દુસરી.
બહુ ખાધાં માંખણુ મીસરી, પ્રપંચી હો'! ખરા કે નહી?!!!

અણુ મહાદેવથી કોટા, પુજન કર્યું હારને ગોટા;
કર્યા એ સૌ તમે ખોટા, પ્રપંચી હો'! ખરા કે નહી?!!!

સલામી સાચી નહી દેવી, થયા દુઃખી તમને સેવી;
અધમતા આદરી એવી, પ્રપંચી હો'! ખરા કે નહી?!!!

હવે ફરીયાદ કયાં કરવી, અદાલત ન્યાયની ભરવી;
અરજ પ્રભૂ આગળે ધરવી, પ્રપંચી હો'! ખરા કે નહી?!!!

(ઇશ્વરચન્દ્ર અવિનાસી યોગેન્દ્ર.)

---

ગઝલ

## અમારે ને તમારે શું?

---

વગાડી હાથથી ચપટી, લીધાં સાધન બધાં ઝપટી;
અમે ભોળાં તમે કપટી, અમારે ને તમારે શું?

પુરો વિશ્વાસ તો કીધો, બતાવ્યો માર્ગ ના સીધો;
દગો છેવટ અરે! દીધો, અમારે ને તમારે શું?

ખરા બહાદુર તમે કહાવો, જુલમ કરતાં ઘણું ફાવો;
ન ચાલે કોઇનો દાવો, અમારે ને તમારે શું?

ત્રિજોરીમાં તમે પુરા, લઢે હથિઆરમાં શુરા,
કર્યાં નિરદોષિના ચુરા, અમારે ને તમારે શું?

જુલમ પંજાબમાં કીધો, છતાં ઇન્સાફ ના દીધો;
અમલ દારૂ તમે પીધો, અમારે ને તમારે શું?

ધમાલો ધર્મ પર કીધી, ખિલાફતને ખુંચી લીધી;
નજર આપે નહી દીધી, અમારે ને તમારે શું?

કર્યાં પરદેશીને પ્યારા, રચ્યા ત્યાં કાયદા ન્યારા;
રહ્યાના ધમના ધારા, અમારે ને તમારે શું!

ફરી હા! આંખને ફરડી, નાંખ્યા ઘંટી મટી બારડી;
હવે જાગ્યા આળસ મરડી, અમારે ને તમારે શું?

(વસોવાળા અમીન ઇશ્વરચંન્દ્ર અવિનાશી યોગેન્દ્ર



# ગુલબહાર

અને

# આદર્શ ભાતૃસ્નેહ.

( એક ઐતિહાસિક નવલકથા. )

## પ્રથમ પરિચ્છેદ.

### ષડ્યંત્ર.




ગાની દક્ષિણ કીનારા પર, ભાગલપુરથી પશ્ચિમ અને કલકત્તાથી ૨૫૦ મૈઇલ ઉત્તરે વાયવ્ય કોણમાં દષ્ટિએ પડતું ' મુંગેર ' નામક શહેર જેનું શુદ્ધ નામ 'મુદ્દગિર' ઐતિહાસ બતલાવે છે. તૃટથી થોડે દુર મુંગેરનો કિલ્લો છે જે પ્રથમ મજબુત હતો પરન્તુ હાલમાં તે જીરણ તેમ બે મરામત ઉજડ થએલો માલૂમ પડે છે. કિલ્લાની સામે 'કષ્ટહારિણી ઘાટ' છે. એ ઘાટની પાસે અદ્યાપીપર્યંત એક સુરંગ નજરે પડે છે. તે સુરંગ અન્દર ઘણી દુર સુધી પહોંચ્યાનું અનુંમાન થાય છે. પરન્તુ કેટલે દુર ગઇ છે તેના ચોક્કસ પતો મળતો નથી. અમો આ ન્હાની નવલકથામાં ઐતિહાસિક ઘટનાનું

વર્ણન કરીએ છીએ. તેને આ સુરંગ સાથે વિશેષ સમ્બધ છે, જેથી પાઠક બન્ધુઓએ એ સુરંગને યાદ રાખવાની ખાસ આવંશ્યક્તા છે.

પ્લાસીની લઢાઇ બાદ (સન્ ૧૭૧૭ ઇ.) અભાગ્યે સિરાજુદૌલાની સાથે બંગાલ, બિહાર અને ઓડીસાનું ભાગ્યચક્ર ફળીભુત થયું ! લૉર્ડ ક્લાઈવ, મુર્શિદાબાદના રેસીડેન્ડ વાટ્સ સાહેબ, મહારાજા કૃષ્ણચંદ્ર, રાજા રાજવલ્લભ, વણિકશ્રેષ્ઠ, જગત્ શેઠ, લોભી અમિચંદ આદિ લોકોએ ષડ્યંત્ર રચી પ્રધાન સેનાપતિ વયોવૃદ્ધ મીરજાફરખાંને લાલચ આપી ફસાવ્યો. રાજ્યના લોભમાં પડી વૃદ્ધ મીરજાફરે ધર્મને તિલાંજલી આપી એટલે બંગાળ બિહાર તથા ઓડીસાના રાજ્યનો કાબુ એક તરફથી ચાલાક અંગ્રેજ લૉર્ડ ક્લાઇવે પોતાના હસ્તમાં લીધો.

પ્લાસીની લઢાઇ પૂર્વે મીરજાફરખાંની એ ઇચ્છા હતી કેઃ ક્લાઇવની મદદથી નરપિશાચ સિરાજુદૌલાને તખ્તથી ઉતારી પોતે નવાબબનું "તદ્પશ્ચાત્ પુનઃ અંગ્રેજોને બંગાળામાંથી દૂર કરવા." આવા અનેક તરંગોથી મનસુબો બાંધતાં મીરજાફરે મહાન્ ધોકો ખાધો ! કેમકે એ બિચારાને એ વૃતાન્તની ખબર નહોતી કે અંગ્રેજ લોક કયી ધાતુના મનુષ્યો છે ! લઢાઇ બાદ ત્હેણે એ વૃતાન્ત જાણ્યું કે;—પ્લાસીની લઢાઈ બાદ સચમુચ અંગ્રેજો બંગાલ, બિહાર અને ઓડીસાના માલિક બન્યા.

મીરજાફરનું મન અંગ્રેજો તરફ ખેંચાતું પરન્તુ ત્હેના રાજ્ય સાસનથી અંગ્રેજો અપ્રસન્ન રહેતા હતા એ કારણે તેના પદપર મીર કાસીમને બેસાડયો પ્રથમ તે સેનાપતિ હતો પરન્તુ હવે

તેને બંગાલ, બિહાર અને ઓડીસાનો નવાબ નિયત કરવાનું અંગ્રેજોએ નક્કી કર્યું થોડા દિવસો પશ્ચાત્ મિરજાફરને પદ્ભ્રષ્ટ કરવામાં આવ્યો. અને ત્હેના સ્થળે બંગાળ, બિહાર અને ઓડીસાના તખ્ત પર મીરકાસીમ બેઠો.

સચમુચ મીરકાસિમના રાજ્યસાસનથી ત્હેના મિત્રો ત્હેમ શત્રુઓ પ્રસન્ન થયા; તેમ બીજી તરફ મીરજાફરે પોતાની મૂર્ખતા કૃતઘ્નતા, વિશ્વાસઘાત અને ઘોર પાપના માટે એટલો પશ્ચાતાપ કર્યો કે જેથી પોતાને સામા પક્ષમાં જવાની જરૂર પડી.

થોડા દિવસો બાદ મિરકાસીમનું મન પણ બદલાઇ ગયું જેથી ત્હેણે બંગાલ, બિહાર અને ઓડીસામાંથી અંગ્રેજોનો પગ પેસારોના થવાના ઉપાયનો આરંભ શરૂ કર્યો; પરન્તુ યે વૃતાન્તતો એ બિલ્કુલ ભૂલી ગયો હતો કે,-" હું અંગ્રેજોની દયાથી બંગાલનો નવાબ બન્યો છું." કિન્તુ તેણે બીકને માર્યે અંગ્રેજોની વિરૂદ્ધ પ્રકાશમાં કોઇપણ કર્તવ્ય ના કર્યું. પરન્તુ અન્દર ખાનેથી તેની ઇચ્છા એવી હતી કે અંગ્રેજોને બંગાળથી ક્યારે વિમુખ કરૂં. મિરકાસીમ જે જે કાર્ય કરતો તેમાં અંગ્રેજોનો હાથ રહેતો જેથી તે લોકોનું જોર બંગાળામાં વધ્યું જેથી મીરકાસિમ પોતાની અરૂચી અને અપ્રસન્નતા પ્રકટ કરવા લાગ્યો.

એવી રીતે ને અન્તમાં એટલો ઉતેજીત બન્યો કે અંગ્રેજોને એકદમ બંગાલમાંથી દુર કરવાનો [illegible] લાગ્યો; પરન્તુ ત્હેણે મહાન્ ખતા ખાધા પોતે કાર્ય કરી [illegible] અને સમજ્યો કે;-" વિશ્વાસઘાતિઓએ મ્હારૂં કર્યો [illegible] વાળ્યું છે."

---

## દ્વીતીય પરિચ્છેદ.

### મૃત્યુના પંઝામાં.

અંહી અમારે પાઠકોની સન્મુખ બનેલા ઇતિહાસના પાનાં ખુલ્લાં કરવાની જરૂર છે, જયારે મીરજાફરખાનની પુત્રી અને મીરકાસીમની પ્રિયતમા મેના બેગમ પોતાનો અંતિમ સ્વાસ પુરો કરી રહી છે જેથી પરલોકમાં પહુચવાની તૈયારીમાં હતી, એ સમયની ઘટનાનો હાલ આ સમયે લખવાની ખાસ આવશ્યક્તા છે.

નવાબી મહલનું વર્ણન કરવાને અમારા જેવા નિષ્કિઞ્ચન વ્યક્તિને માટે બિલકુલ અસંભવિત છે, કેમકે ઝુંપડીમાં પડી રહી અમોએ કદાપિ મહલનું સ્વપ્ન પણ જોયું નથી, તો પુનઃ એવી દશામાં અમો મહલનું વર્ણન તેમાં પણ નવાબી મહલનું વર્ણન કેવી રીતે કરી શકીએ તેમ છે? કિન્તુ હા; યદિ, જયાંના પહોંચે રવી ત્યાં પહોંચે કવી. એ કહેવતના ન્યાયે આપ વાંચકોનો આગ્રહ હોય તો થોડું ઘણું સાંભળી લ્યો, કારણ કે દુર્ભાગ્ય વસ અમો એવા કવિ પણ નથી. તો પણ આપ સર્વેના સંતોષની ખાતર અમો એટલું લખીએ છીએ કે આપ સર્વ આપની રૂચી અનુસાર એક અદ્વિતિય સજાએલા મહલની કલ્પના કરી લેસો આપણે જે મહલનું વર્ણન કરવાને આકાંક્ષા રાખીએ છીએ તે મહલમાં મીરકાસીયની પ્રધાન મેના બેગમ એક મખમલી પલંગપર મૃત્યુના પંઝામાં સપડાએલી દેખીએ છીએ.

મૃત્યુ શય્યાપર પડેલી મેનાની સુન્દરતા પ્રાતઃકાળના ચંદ્રમાની ભાંતિ ફીકી પડી ગઇ છે, ત્હેણીની સુંદર મુખાકૃતિપર કૃષ્ણ છાયા છવાઈ ગએલી નજરે પડે છે. ચક્ષુઓ મૃત્યુ પહેલાં પાતાળમાં પહોંચી ગયાં છે, ત્હેના સૌન્દર્યના દિપકનો પ્રકાશ પાડનાર ચક્ષુઓમાંથી ચોધારો અશ્રુપાત થવા માંડયો છે, મેના બેગમનો હસ્ત મીરકાસીમના હસ્તમાં છે, તે પણ પોતાની પ્રિયતમા બેગમની અન્તિમ દશાપર અશ્રુપાત કરી રહ્યો છે. જોડમાં બે બાળકો માતાનું તુરતમાં મૃત્યુ થશે એ વાત બિલકુલ સમજી શકયાં નહી પરંતુ ઉમંગમાં આવી હાસ્ય વિનોદ કરવા લાગ્યાં. એ બન્ને બાળકોમાં એક પુત્ર અને બીજી પુત્રી હતી, એ બન્ને બાળકો "યમજ" અર્થાત્ સાથમાંજ ઉત્પન્ન થયાં હતાં. તેમ રૂપ, રંગ, અવસ્થા, સ્વભાવ અને કાંતિમાં બન્ને એકજ રૂપ હતાં. અવસ્થા ત્હેમની આ સમયે બેજ વર્ષની હતી.

જે મહાલમાં પલંગપર મેના બેગમે, શયન કર્યું છે ત્હેની પાસેના વિશાળ ઓરડામાં નોકર, ચાકર, દાસી રાજ કર્મચારી અને કંઇક હકીમો બેઠા હતા. થોડા સમય બાદ ઘણી મૃદુવાણીથી મીરકાસીમનો હસ્ત પોતાના હસ્તમાં પકડી ગદ્‌ગદ્ તે કંઠે કહેવા લાગી; તે સમયે સર્વ ચુપચાપ બેસી રહ્યા હતા. મેના બેગમ તરફ દષ્ટિ ફેંકતાં દરેકને અશ્રુપાત થયાં મેના બેગમ મીરકાસીમ પ્રતિદષ્ટિ રાખી કહેવા લાગી કેઃ-પ્યારા પતી ! આપની આ અલ્પ દાસી નશ્વર દેહની મમતાને છોડી મોતપર સ્વાર થઇ ઇશ્વરના દરબારમાં ચાલી જાય છે. આપણુ બન્નેને હવે જરૂરથી શ્રી હરિના દરબારમાં ભેટ થશે. જયાં કોઇ દિવસ જુદાઇના અ-

ગ્નિમાં બળવુંજ ન્હોતું પરંતુ આહ ! અફસોસ ! સદ્ અફસોસ ! ! પ્રાણેશ ! આપની સેવા કરી આપને સંતુષ્ટ કરી શકી નહીં; આ દાસીના ગુન્હાઓની માફી આપશો એટલીજ આપની પાસે મ્હારી અન્તિમ યાચના છે. પ્યારા પતિ ! હું ઘણી અજ્ઞાન સ્ત્રી છું, પરન્તુ મ્હારી છેવટની એ આકાંક્ષા છે કે જયારે આ બન્ને બાળકો "અમ્મા અમ્મા' કહિને મ્હારા માટે રૂદન કરશે, તે સમયે આપના હૃદય સાથે તે બાળકોને ચાંપી શાન્તિ સમરપિત કરવા ચુકતા ના, પ્યારા ! એ બન્ને બાળકો આપનાંજ છે, તે માટે હું વધુ શું કહું, પરન્તુ ત્હેથી આપને વધુ તકલીફ ન પડે."

બસ અધિક તેનાથી બોલી શકાયું નહિ, આટલું કહેતા કહેતામાં ત્હેની મુખાકૃતિપર મૃત્યુની મહાન્ છાયા છવાયી જવા લાગી, જોત જોતામાં આત્મા પરમાત્માના દરબારમાં ચાલતો થયો અને મીર કાસીમના પત્થર સરીખા કલેજાને પાણીવત બનાવી ચાલી ગઈ. નવાબ ગદ્ગદ્તે કંઠે રૂદન કરતો કરતો બહાર ચાલ્યો ગયો, પિતાને રૂદન કરતા જોઈ બન્ને બાળકો પિતાને વળગી પડયાં અને રૂદન કરવા લાગ્યાં; એટલે નવાબે ધાઇને ઇસારત કરી જેથી ધાઇ તે બન્ને બાળકોને લઇ ચાલી ત્યાર બાદ બેગમ ની યથા સમય મૃત્યુ ક્રિયા કરવામાં આવી.



## તૃતીય પરિચ્છેદ.

### નિમકહરામ ગુર્ગનખાં.

પાછળના પરિચ્છેદમાં બની ગએલી ઘટનાને આજે ચૌદ વરસ વ્યતિત થયાં છે, એ બન્ને બાળકો આ સમયે મિર કાસીમના કંઠનાં હાર બની રહ્યાં છે. યદિ સંસારમાં હવે મીર કાસીમની જે કંઇ પ્યારી વસ્તુ હતી તો આ બન્ને બાળકોજ હતાં. હવે એ બન્નેની ઉમ્મર સોળ વરસની થઇ છે, પિતાથી એ વાત પણ એમણે જાણી છે કે, અમોને ઘણી ન્હાની ઉમ્મરમાં મુકી અમારી માતા પરલોક સિધાવી છે. આ બન્ને બાળકો સોળ વરસની અવસ્થાએ પહોંચ્યાં છે, ખરાં પરન્તુ બાળકની અપેક્ષાએ બાળકી બહુજ અણસમજુ અને ભોળી હતી; ત્યાં સુધી કે સંસાર વહેવાર શું છે, તે બિલકુલ સમજતી નહોતી; પુત્રનું નામ "બહાર" અર્થાત્ વસન્ત અને પુત્રીનું નામ "ગુલ" અર્થાત્ ફુલ હતું એ બન્ને અદ્વિતીય સુન્દર અને એક રૂપ હતાં; ત્યાં સુધી કે બન્નેને જયારે પુરૂષનો પોષાક પહેરાવવામાં આવતો હતો ત્યારે લોકો નહિ સમજતા કે કોણ "ગુલ" અને કોણ "બહાર" અને એ કૌતુક જયારે ઝનાના પોશાક બન્નેને પહેરાવવામાં આવતો હતો, ત્યારે પણ તેવીજ રીતે બનતું.

મીર કાસીમ આ સમય (સન્ ૧૭૬૨-૬૩ ઈ.) મુર્શિદાબાદથી મુંગેરના કિલ્લામાં આવી સેના એકત્ર કરવાલાગ્યો અને

એ સૈનને એવી સુધારી કે લઢાઇમાં કોઇ પણ પ્રકારની હરકત આવે નહી. એ સમયે એની સાથે કોઇ બેગમ આવી ન્હોતી.

નિદાન, તેણે સંસારનાં સઘળાં સુખોને તિલાંજલિ આપી એવી તૈયારી સાથે સેનાને સુધારવા લાગ્યો કે યદિ તેનો સેનાપતિ ગુર્ગનખાં વિશ્વાસઘાત ન કરતો તો અંગ્રેજોને માટે ભયંકર સમય ઉપસ્થિત થવામાં કોઇ પણ પ્રકારે સન્દેહ ન્હોતો. રાત્રિ અને દિવસ મિર કાસીમને ચીંતા રહેતી હતી કે કેવી રીતે અંગ્રેજ લોકને બંગાલથી બાહર કરૂં ! કિન્તુ નાજુક સમયમાં પણ એક ઘડીભર ત્હેણે "ગુલ" અને "બહાર"ને પોતાના મનથી ન્હોતું ભુલાયું, એ બન્ને બાળકો મીર કાસીમની સાથે આવ્યાં હતાં.

આ સમયે બંગાલમાં અંગ્રેજોના સેનાપતિ કલાઇવ સાહેબ હતા. મીર કાસીમ જે જે કાર્યો કરતો ત્હેનો તમામ હાલ કલાઇવ સાહેબને જાસુસ લોકોએ પહોંચાડ્યો. નવા દેશમાં પોતાનું રાજ ફેલાવાને માટે કેવી પેચીલી નીતિની આવશ્યક્તા છે એ વિષયમાં કલાઈવ સાહેબ ઘણા નિપુણ હતા, ત્હેમણે નવાબના તમામ કર્મચારી અને સેનાપતિ ગુર્ગનખાંને અંદરથી પોતાના તરફ મેળવી લીધો હતો. અને ત્હેના જાસુસ, જેઓ કે નવાબના સબંધીઓમાંથી પણ હતા જેઓ બરાબર નવાબના સાથમાંજ રહેતા હતા, પ્રત્યેક હાલ કલાઇવ સાહેબને પહોંચાડતા હતા તેનું એજ કારણ હતું કે મીર કાસીમનો મનસુબો કલાઇવ સાહેબને માલૂમ થઈ ગયો જેથી તેઓએ આ હકિકતના બારામાં નવાબને લખી પૂછાવ્યું કે આપનો શું વિચાર છે.

નવાબ મીર કાસીમે કલાઇવ સાહેબના પત્રનો એવો ભયા-

નક પ્રતિઉત્તર લખી પાઠવ્યો કે, કલાઇવ જેવા વિચીત્ર પ્રકૃતિવાળા રાજ નૈતિક પુરૂષને સ્હેવુ કઠણ પડયું; બસ, તુરતમાંજ કલાઇવ સાહેબ અંગ્રેજ સેના લઇ મુંગેર તરફ રવાના થયા. આ સાંભળી મીર કાસીમે પણ અંગ્રેજ સેનાની સામે થવાને પુરેપુરો પ્રબંધ કર્યો પુનઃ ઘણી લઢાઇઓ લઢયો લાખો અંગ્રેજ સેનાની કતલ કરી પરન્તુ આ નાનકડી નવલકથામાં ત્હેની અન્તિમ લઢાઇનોજ હાલ લખવામાં આવ્યો છે.

આ સમયે સેનાપતિ ગુર્ગનખાં નવાબનો ઘણોજ કૃપાપાત્ર હતો, જે કારણે નવાબે ગુર્ગનખાં સાથે કિલ્લાની રક્ષા કરવાનો પુરેપુરો બંદોબસ્ત કર્યો હતો, પરન્તુ એ વાત ત્હેને સ્વપ્ને પણ નહિ માલૂમ હતી કે તે " નિમકહરામ ગુર્ગનખાં ચતુરશિરોમણી કલાઇવ સાહેબની સાથે અન્દર ખાનેથી મળેલો છે ! ! ! "



## ચતુર્થ પરિચ્છેદ.

### ગુર્ગુંનખાંની પૂર્ણાહુતી
### યાને
### લઢાઇથી નાશીપાસ થએલો મીરકાસીમ.

જોત જોતામાં મુગેરના કિલ્લાની સામે અંગ્રેજી સેનાએ છાવણી નાંખી, આ છાવણી નાંખી તે પહેલાં મીરકાસીમને અંગ્રેજ સેના સાથે ઘણી લઢાઇઓ થઇ હતી; પરન્તુ અહિંઆતો અમો આ અન્તિમ લઢાઇનો હેવાલ આપીએ છીએ કે જે લઢાઈના પછી કોઇએ મીર કાસીમનુ મુખ જોયું નથી, મીર કાસીમના નાસી છુટવા બાદ બંગાલમાં અંગ્રેજોનો પગ સારી પેઠે જામ્યો.

લઢાઇ થવા પહેલાં એક દિવસ કલાઈવ સાહેબે મીર કાસીમને અંગ્રેજોને આધીન થવાનો એક પત્ર લખ્યો હતો કિન્તુ વિશ્વાસઘાતી ગુર્ગનખાંના કહેવાપર (મીર કાસીમે) કલાઇવ સાહેબના પત્રનો એવો ભયંકર પ્રતિ ઉતર લખી પાઠવ્યો કે જેથી અંગ્રેજ સેનાએ લઢાઇ જાહેર કરી.

બીજે દિવસે લઢાઇ ચાલુ થઇ, અંગ્રેજ સેના ઘણા ઉત્સાહપૂર્વક કિલ્લાની નજદિક આવી પહોંચી એટલે કિલ્લાની અંન્દરની સેના કિલ્લાનું રક્ષણ કરવા કમ્મર કસી લઢવા લાગી પ્રથમ અંગ્રેજ સેના તરફથી અગ્નિના ગોળા ફેંકતી તોપોનો મારો શરૂ

થયો, એટલે મીર કાસીમે તુરતજ જવાબ આપ્યો એ સમયે અંગ્રેજ સેનાએ કિલ્લાની ઉત્તર અને પૂર્વ બાજુ તરફ હુમલો કર્યો હતો. કિલ્લાની અન્દર નિમકહરામ ગૂર્ગનખાં ઉત્તર દિશાએ અને પૂર્વ બાજુ મીર કાસીમ કિલ્લાની રક્ષા કરતો હતો, મીર કાસીમની પાસે સોળ વરસનો શાહજાદો ઘોડાપર સ્વાર થઈ મદદે આવ્યો હતો જેનું નામ " બહાર " છે તેમ "ગુલ" કિલ્લાના બુર્જપર ઘાઇ પાસે બેસી લઢાઇ જોઇ રહી હતી.

પૂર્વ દિશા તરફથી નવાબે એવો જબરજસ્ત તોપોનો મારો ચલાવ્યો કે, જેથી થોડાજ સમયમાં તે તરફથી અંગ્રેજ સેનાને હાર ખાઇ પાછે હઠવું પડયું. પૂર્વ દિશા તરફથી નાસીપાસ થએલી સેના હારીને ઉત્તર દિશા તરફ લઢતી અંગ્રેજ સેનાને મદદે જઇ પહોંચી. આ જોઈ નવાબે ઘભરાઇ જઇ બહારને કહ્યું:— " બેટા ! તમો તુરતજ જાઓ અને ગૂર્ગનખાંને કહો કે તમો ઘણી ચાલાકીથી અંગ્રેજ સેના સામે લઢો."

પિતાની આજ્ઞા મળતાંજ સોળ વરસનો વિર બાળક ઘોડો દોડાવતો થોડીવારમાં ગૂર્ગનખાંની પાસે જઇ પહોંચ્યો અને તુરતજ પાછો આવ્યો અને મીર કાસીમને કહેવા લાગ્યો કે;—બાબા જાન ! ગૂર્ગનખાં હાથ ઉપર હાથ મુકીને બેઠો છે, તેમ પોતાની સેનાને પણ તોપ છોડવાનો હુકમ આપતો નથી. આપની આજ્ઞા મુજબ મ્હેં ત્હેને અંગ્રેજ સેના સામે મુકાબલો કરવાનું કહ્યું તો ત્હેણે જવાબ આપ્યો કે, " હમણાં મારે શી જરૂર છે, કે નકામા ગોળા હું બરબાદ કરૂં ! કેમકે હજુ સુધી લઢવાની હું કોઇ પણ તરેહની જરૂર નથી જોતો."

આ સાંભળતામાં નવાબના ચક્ષુઓમાંથી લોહી વરસી રહ્યું અને ત્હેણે એકદમ ક્રોધમાં આવી કહ્યું—"નિમકહરામ, એહસાન–ફરામોશ, બદજાત, પાપી, ગુર્ગન!!! મ્હને ત્હે બે વખત મહાન્ દગો કર્યો અફસોસ! સદ્ અફસોસ!! અરે! કોય આ સમયે મ્હારા સાચા દોસ્ત છો! અને હોય તો એ દૂષ્ટ ગુર્ગનખાંનું શિર કાપીને અહિઆં લાવો?"

આ સાંભળતાંજ નવાબના નિમકહલાલ પાંચ સાત નોકરો હસ્ત જોડી નવાબને નિવેદન કરવા લાગ્યા કે, "જહાંપનાહ! ગુલામ હુજુરનો હુકમ બજાવી લાવવાની આજ્ઞા માગે છે."

મીર કાસીમ—"ઓ પ્યારા દોસ્તો! જાઓ અને ફોરન એ નિમકહરામનું શિર કાપી મ્હારી સામે લાવો."

આ સાંભળતાંજ નવાબના નિમકહલાલ નોકરો ઘોડેસ્વાર થયા અને તુરતજ ગુર્ગનખાં પાસે જઇ પહોંચ્યા. ત્યાં જતામાંજ તેનું શિર ધડથી જુદુ કરી તેને નવાબની પાસે લાવ્યા. નવાબે જોરથી તેના શિરને ડાબા પગની ઠોકર મારી કિલ્લાની દિવાલ નિચે ફેંકી દીધું.

એટલામાં ગભરાએલો બહાર જે હરવખત કિલ્લા તરફ જતો હતો તેણે એકાએક નવાબને આવીને કહ્યું કે,—"પ્યારા પિતા! નિમકહરામ ગુર્ગનખાંનની દગાબાજીથી અંગ્રેજોએ કિલ્લાની ઉતર વાળી બાજુપર પોતાનો કબજો જમાવ્યો છે, અને તે તરફની આપણી ઘણી સેના અંગ્રેજ સેનામાં સામેલ થઇ છે. જ્યાં સુધી અંગ્રેજ સેના આપણી પાસે ન આવે તેટલામાં આપણે અહિઆંથી નાસવું જોઇએ.

એ સાંભળતાંજ મિર કાસીમે એક વખત ઉત્તર તરફ દૃષ્ટિ દોડાવી તે તરફની સઘળી દિશા પોતાના ચક્ષુએ જોઇ અને પુનઃ બહારને કહ્યું:—સત્ય છે, અજીજ! બહાર! ઠીક છે, "હવે અહિંઆં રહેવું સરાસર નામુના સિબ છે."

આટલું કહી નવાબે બહારને સાથે લઈ કિલ્લાની પૂર્વ બાજુ તરફ ઘોડો દોડાવ્યો અને દક્ષિણ દિશા તરફ ગયો સો કદમ જવાપર એક આમ બારી પાસે પહોંચ્યો એટલે ત્યાં આગળ ઘોડો છોડી બહારને લઇને બારીમાં ઘુસ્યો.

એ આમ બારી ઘણી ખુલ્લી જગ્યામાં હતી આ સમયે ત્યાં બીજુ કોઇ ન્હોતું નવાબ તેની વચ્ચે થઇ એક મરમરની કબ્ર પાસે પહોંચ્યો તે કબ્રની વચ્ચો વચ્ચના એક ચોખંડા ખિલા પર ઉભે રહી બે પગે તે પત્થર પર એકદમ જોરથી લાત મારી જે કારણ એકદમ તે પત્થરની પાસમાં એક સફેદ પત્થર પૃથ્વીના અન્દર દરવાજા માફક ખુલ્લો થયો એટલે તેની અન્દર જવાને માટે દાદર જણાયો નવાબે બહારને લઇ ઉપરનો માર્ગ બન્દ કરી નિચે ચાલવા માંડયું આગળ ચાલતાં એક તહખાનું આવ્યું ત્યાંથી ત્રણ રસ્તા શરૂ થાય છે. એક રસ્તો કિલ્લાના બુરજ પર જાય છે કે જયાં ધાઈ ગુલને લઇને બેઠી છે, બીજો રસ્તો ઘણે દુર સુધી પહોંચી ગંગાની કીનાર પર પહોંચ્યો હતો અને ત્રીજો રસ્તો એક ગુપ્ત ખજાના સુધી ગયો હતો, જે કબ્રસ્તાનના નામથી પ્રસિદ્ધ હતો.

ત્યાં પહોંચી નવાબે બહારને કહ્યું—"બેટા! તમો અહિં-આંના દરેક દરવાજા ખોલવાને ભોમિયા છોને?"

બહાર—" જીહા ! પુરી રીતીથી માલૂમ છે. "

મીર કાસીમ—" બેટા ! તમો ગુલ અને ધાઇને લઇને સુરંગ રસ્તે દરિયા કિનારે જાઓ, ત્યાં કોઇ સારૂં નાવ તૈયાર કરી તે માંહિ સ્વાર થઇ અમારી રાહ જુઓ હું તુરતજ કંઈ જવાહિર લઇને આવું છું કેમકે હવે અહિંઆં રહીને મીર જાફરના માજી પુત્રના હસ્તે સીરાજુદૌલાની માફક માર્યો જવા કરતાં બે નિસબત અહિઆંથી ચાલતું થવું બહેતર ઉતમ છે. હું દુશ્મનોને પીઠ ન બતાવેત દુશ્મનોને મારીને મારો જાન આપી દેત પરન્તુ તમારી માતુશ્રીના અન્તિમ વાકયપર તમો બન્ને બાળકો માટે મારે પીઠ બતાવવી પડી. તેજ કારણે બહાર ! ઉતાવળ કરો તમારી ધાઇને લઇને તુરતજ હોડીપર સ્વાર થઇ જાવ અને મ્હારી રાહ જુઓ હું તુરતજ આવું છું.

એટલું કહી નવાબ ખજાનાવાળા રસ્તે ચાલ્યો ગયો અને બહાર પોતે ગુલ અને ધાઇને લેઇ ગંગાની કીનાર તરફ જઇ પહોંચ્યો.



## પંચમ પરિચ્છેદ.

### હોડીપર સ્વાર અને નાવિકની પૂર્ણાહુતી.

બહાર પિતાની આજ્ઞાથી; ગુલ અને ધાઇને તુરતજ સુરંગ માર્ગેથી ગંગાની કિનારે પહોંચ્યો, ગંગા સુરંગના મુખપર લહેરો ખાઇ રહી હતી, ઇશ્વર ઇચ્છાએ સુરંગની પાસેજ એક ન્હાની હોડી બાંધી મૂકેલી હતી, બસ, ગુલ અને ધાઇને સાથે લઇ બ્હાર ત્હેનીપર સ્વાર થઇ ગયો અને પોતાના પીતાશ્રીને આવવાની રાહ જોવા લાગ્યો.

હોડીમાં એ ત્રણેના બેસવા પછી માંછી કે જેની તે હોડી હતી તે દોડતો આવી ત્હેની ઉપર ચઢી બેઠો ત્હેણે બહારને ઓળખ્યો એટલે નમ્રતાપૂર્વક સલામ કરીને બોલ્યો,—"હઝરત સલામત! જલદિ નાસો! આજ્ઞા આપો? આપને ક્યાં પહોંચાડું. આપના પિતાશ્રીને પકડવાને ચોદસ અંગ્રેજ સેના છુટી છે."

બહારે ધ્રુસકો મુકી કહ્યું—સ્હેજ ઉભા રહો, મ્હારા પિતાશ્રી હમણાંજ આવે છે" એમ કહીને તે સુરંગના મુખ તરફ જોવા લાગ્યો, "એ આવે એ આવે." એવી રીતે એક કલાક વ્યતિત થયો. છતાં નવાબ ન આવ્યો; પાસે કિલ્લાની બીજી બાજુએ અંગ્રેજ સેનાની જીતની નોબત વાગી રહી હતી, ધમાધમ તોપોના અવાજો થઇ રહ્યા હતા, અને સિપાઇઓના કોલાહલથી કરણના પરદા ચીરાઇ જતા હતા. આ સમયે બહાર પોતાની બ્હેનની સાથે પીતાની રાહ જોઇ રહ્યો હતો.

ઘણીવાર થવાથી નાવિકે મામલો બેછળ સમજી હોડીને એકદમ કિનારેથી છોડી મૂકી. હાય, બિચારા બહારના કોમળ કલેજાપર વજ્રઘા પડયો. પહેલાં ત્હેણે માછીને હોડી હંકારવાને ના કહ્યું; પરન્તુ જયારે નાવિકે ના માન્યું ત્યારે બહારે ત્હેને ઘણી વિનંતિ કરી; પરન્તુ એટલાપર પણ તે નાવીકે ન માંન્યુ અને હોડીને ચલાયમાન કરવા લાગ્યો.

નાવિકને ડરવાનું કારણ પણ હતું, કારણકે જીતની નોબત વગાડતા વગાડતા કેટલાક ગોરા સીપાઇઓ ગંગાની કીનાર તરફ આવતા હતા. યદિ તેઓ હોડીને અને હોડીમાં સ્વાર ગુલ અને બહારને દેખીજ તેતો અવશ્ય તે દરેકને સીપાઇસેના પકડી લેવાને બિલકુલ સમય વ્યતિત ના કરતે. અને જયારે તે લોકોને આ હકિકત માલૂમ પડી કે " આ બાળકો નવાબનાં છે, અને તેમને લઇને નાવિક ગંગાની સામી કીનારપર લઈ જાય છે, " નિરપ-રાધી બાળકોને કાંઇ પણ ન થાત પરન્તુ બિચારા નાવિકના પ્રાણ-પર જરૂર કષ્ટ આવી પડેત, એ સઘળુ સમજી રંગ, ઢંગ જોઇને નાવિકે બહારના રોવા તરફ કાંઇ પણ લક્ષ્ય ન આપ્યું અને પ્રાણના ભયથી હોડીને લઇને ગંગાની વચ્ચમાં જઇ પહોંચ્યો હાય ! બહારની નજર તે સુરંગ તરફ લાગી રહી હતી. પરન્તુ ત્યાં સુધી અભાગિ–મીર કાસીમનો કાંઇ પણ પતો નહોતો.

ગંગાના મહા જળમાંથી હોડી ધીરે ધીરે આગળ ચાલી, ત્યારે જોયું કે મીર કાસીમ સુરંગમાંથી નિકળીને કિનારાપર ઉભો રહ્યો છે, આ જોઇ બહારે નાવિકને હોડી લઇ જવાને ઘણોએ સમજાવ્યો; પરન્તુ ત્હેણે માન્યું નહિ. કિન્તુ હા ! એ

વખતની નવાબની સોચનિય અવસ્થાને જોઇ પિતૃભક્ત બહાર એકદમ ક્રોધીત થઇ ઉઠયો અને ત્હેણે મનમાં વિચાર્યું કે;— "એ હરામખોર નાવિક પોતાના જીવનને માટે કિનારા તરફ હોડી લઇ જતો નથી; પરન્તુ આ સમયે નાવિકના જીવન કરતાં મ્હારા પિતાશ્રીની જાન ઘણી કિમતી છે." આ બિચારા બહાદુર બહારે પોતાના પિતાની વિપદના માટે પોતાનો જીવ તુચ્છ માન્યો આ સમયે મુગેરના કિલ્લાપર અંગ્રેજી પતાકા ફરકી રહી હતી; અને જેથી હાટ, ઘાટ તેમ દરેક સ્થળમાં મીર કાસીમની સોધ માટે અંગ્રેજ સીપાઇઓ છૂપિ રહ્યા હતા; પરન્તુ આ સઘળી હકીકત જોઇને બહાર બિલકૂલ નિડર બન્યો હતો, તેમ તે સમયે પોતાના પિતાશ્રીના માટે જીવન પૂર્ણ કરવાનું ઉચિત સમજતો હતો.

કલાઇવ સાહેબે એમ સાંભર્યું કે મીર કાસીમ નાસી છૂટયો છે એટલે તેને પકડવાને પોતાના જાસૂસો ચારે તરફ દોડાવ્યા હતા. આ સમયે હોડી પાછી વાળી મુગેરના કિલ્લાવાળી સુરંગ પાસે લઇ જવું શું હાંસી ખેલ હતો? અને એ એક બિકણ નાવિકના કરતાં હિમ્મતવાન નાવિકનુંજ કામ હતું, બહાર એ વૃતાન્ત સારી પેઠે સમજ્યો હતો કે,—યદિ હું પકડાઇ ગયો તો મ્હારી અને ગુલની આબરૂ જવાને સ્હેજ પણ વિલંબ નહિ લાગે," પરન્તુ તે એ વાતોને વિચારને શું તે પોતાના પ્યારા પિતાને આવી અવસ્થામાં કદિ ભૂલી યા છોડી શકતો હતો!

નિદાન, એ હઠીલા નાવિકપર ખિજવાઇને બહારે કમરથી તલવાર ખેંચી, એવા જોરથી તેની ગરદનપર ચલાવી કે તે એક જ ઘાથી બે ટુકડા થઇ ગંગાની અંદર જઇ પડયો. આ સમયે

હોડી સામા કિનારાએ જઇ પહોંચી હતી. આ તરફ ગંગા કિનારે ઉભો રહી નવાબ આ તમાસો જોઇ રહ્યો હતો. હા ! એક સમય મેના બેગમના મરણ વખતે ત્હેના ચક્ષુએ અશ્રુપાત થયો હતો અને આજે બીજી વખત પિતૃભક્ત વીર બાળક બહારની પિતૃભક્તિ જોઇ તેના ચક્ષુમાંથી અશ્રુ પડયાં હોડીપરથી બહાર એકી સરતે નવાબ સામું જોઇ રહ્યો છે આ તરફ બહારે હોડી ફેરવીને ત્હેનું મુખ કિલ્લા તરફ કરી હોડી કિલ્લા તરફ હંકારી મુકી. તે સમયે સામેથી તેને જણાયું તો કેટલાક ગોરા સિપાઇઓ સુરંગ તરફ જઈ રહ્યા છે. ગોરા સિપાઇઓને પોતાના તરફ આવતા જોઇને જોરથી સીટી મારી જેનો અવાજ સાંભળતાં ગોરા સિપાઇઓ આમ તેમ જોવા લાગ્યા ! કેમકે આ લોકો તે સમયે આ સ્થળને નહોતા જોઇ શકતા. જયાં નવાબ મીર કાસીમ ઉભો રહીને સર્વને જોઈ રહ્યો હતો; પરન્તુ બહારે પોતાના પિતાની સીટી સાંભળી પોતાનું મુખ નવાબ તરફ ફેરવ્યું ત્યારે નવાબે પોતાનો રૂમાલ હલાવી કંઈ ઇસારો કર્યો; જેની મતલબ સમજી બહાર પોતાની હોડી ચલાવી સામી બાજુ પરત ચાલતો થયો એટલે નવાબ ગોરા સિપાઇઓને જોઈ સુરંગ અંદર છૂપાયો.

આ તરફ બહાર ગંગાની સામી કિનારે જઇ પાસેના ગામમાં છૂપાવાનો વિચાર કરવા લાગ્યો, અને ગોરા સિપાઇઓએ સુરંગની પાસે જઇ મસાલો લઇ તે સુરંગની અંદર જઇને જોયું તો એક નહાનીશી ગુંફા માલુમ પડી, જેમાં કોઇ તરફનો રસ્તો માલુમ પડયો નહિ.

એ જોઇ ગોરા સિપાઇઓ ચાલતા થયા, ગોરા લોકોએ એ

સુરંગનો ભેદ કોઇ પણ રીતે જાણ્યો નહીં. યદિ તે સ્થળે મીર કાસીમને ઉભેલો તે લોકોએ જોયો હતે તો જરૂર તે લોકો તે સુરંગનો પતો મેળવી શકેજ પરન્તુ તે લોકોએ તે સ્થળે મીર કાસીમને જોયો ન્હોતો ગોરા સિપાઇઓને નજરે જોતાંજ તે સુરંગમાં છૂપાઇ ગયો હતો.

હા, સુરંગના દરવાજાપરથી મીર કાસીમે જે સીટી વગાડી બહાર વાળાઓને સાવધાન કર્યા તે અવાજ સિપાઇ લોકોએ સાંભળ્યો હતો, પરન્તુ સુરંગને ખાલી જોઇ તે લોકોએ આ વાત પર લક્ષ પણ ન આપ્યું કે તે સીટી કયાંથી વાગી, કોણે વગાડી, કે તેને વાગવાને તેમજ વગાડનાર મનુષ્યનો શું અભિપ્રાય હતો!!!

હોડીપર ગોરા સિપાઇઓની દૃષ્ટિ પણ પડી નહોતી બહાર ગુલ અને ધાઇ એ ત્રણે જણે એક ગામડામાં ખેડૂતને ઘેર ઉતારો કર્યો.

બિચારા નાવિકનો જીવ વ્યર્થ ગયો, યદિ બહારના કહેવા મુજબ તે હોડીને કિનારે લઈ ગયો હોત તો મીર કાસીમ, ગુલ અને બહારનું હૃદય વિદારક પરિણામ કદાપી ન બનત. અસ્તુ ઇશ્વર ઇચ્છા આગળ મનુષ્ય શક્તિ તુચ્છ છે.!!!



## ષષ્ટમ પરિચ્છેદ.

### દુઃખી જીવન યાને વીણાથી ગઝલનું ગાન.

હોડી મુંગેરના બીજા કિનારે જઈ પહોંચી, મુંગેરની સામા કિનારે એક ન્હાનુ ગ્રામ્ય હતું. નાવને ગંગા કિનારે એક ખીલાના આસરે અટકાવીને બહાર ગુલ અને ધાઇ સાથે લઇને તે ગામમાં જવાનો વિચાર કરવા લાગ્યો. પ્રથમ બહાર ગંગા કિનારે ઉભો રહીને મુંગેરની સુરંગના તે સ્થાન તરફ નજર બાંધીને જોવા લાગ્યો. જયાં થોડા સમયપર મીર કાસીમ ઉભો હતો, પરન્તુ જયારે અંગ્રેજોએ નવાબને પકડવાને માટે ગંગામાં ઘણી હોડીઓ મૂકીને આમતેમ દોડવા લાગ્યા, ત્યારે બહારને કહ્યું કે,—"બેટા! હવે એક ઘડી પણ ન ઉભા રહેવું જોઇએ. શું તમો નથી જોતા કે અંગ્રેજ લોકો તમોને સોધવા માટે ગંગામાં ચારે તરફ પોતાની હોડીઓ દોડાવી રહ્યા છે. જેથી તમો અહિથી તુરતજ કંઇક જઇને સંતાવો."

બહારે ગભરાઇને કહ્યું,—"અમ્માં! મ્હારા પિતાશ્રી જયાં ગયા છે, હું પણ ત્યાં જવાને ચાહું છું."

ધાય બોલી—ધિરજ ધરો તમારા પિતાશ્રી હજી સુધી જીવતા છે. તમો કેમ નાહક અંગ્રેજ સેનાના હસ્તમાં પકડાવા ચાહો છો? અગર તમો અંગ્રેજોના હસ્તે પકડાવાને ઉત્તમ સમજતા હતા તો પુનઃ તમો અહિંઆં કેમ નાશી આવ્યા?"

ધાયના કથનથી બહારનું ચિત ઠેકાણે આવ્યું જેથી ત્હેણે ગુલ અને ધાઇને સાથમાં લઈ ગામમાં જઇને એક કંગાલ ખેડુતના ઘેર ઉતારો કર્યો એ ગરીબ ખેડુતે ગુલ અને બહારને ન ઓળખ્યાં, કેમકે ધનવાનનાં બાળક સમજીને ત્હેણે તે સૌને પોતાના સામર્થ્ય અનુસાર ભલીભાન્તી સેવા ચાકરી કરી.

હાં, એક દિવસે જે ગુલ અને બહારને મખમલી પલંગપર પણ સૂખથી નીંદ્રા ન્હોતી આવતી તેઓને આજે એક દરિદ્ર ખેડૂતને ઘેર ફાટી તુટી ચરાઈ પર સુવું પડયું; જેઓને રાજભોગપર પણ અરૂચી થતી હતી, તેઓને આજે જુવાર બાજરીના કાચા પાકા રોટલાના ટુકડાપર જીવન ગુજારી સંતોષ માનવો પડયો, બલહારી સમયની છે જે ચાહે તે કરે !

અડધી રાત્રે ગુલ પોતાની " વીણા " બજાવી શોકથી વ્યાકુળ થઇ નિચેની ગજલનું ગાન કરવા લાગી,—

ગઝલ.

" દીદ ગુલકે તુઝે પડ જાયંગે લાલે બુલબુલ,
પડ ગઇ જબ કિસી સૈયાદ કે પાલે બુલબુલ;
કાન ખોલે હુએ ગુલ ગોશવર આવાજ હે આજ,
દર્દ દિલ જો તુઝે કરના હો સુના લે બુલબુલ.
ફિર વટી કુંજે કફસ ફિર વહી સૈયાદ કાથર,
ચાર દિન ઔર હવા બાગકી પાલે બુલબુલ;
વે ઇજાજત મેં કદમ વાગમેં ધરનેકા નહીં,

મુન્તજીર હૂં દરે ગુલજાર પે આલે બુલબુલ.
હાથ ઔરાકે ગુલ આવેં તો બનાકર અજની
લિકખૂં રંગીન મજામી કે રિસાલે બુલબુલ;
જિસ શજરપર તેરાજી ચાહે નશેમન કરલે.
ફૂટ પડેંગે ન તેરે બોઝસે ડાલે બુલબુલ,
ચહચહે "રિન્દ" કરેગા તો યહ હોજાયગા બંદ.
કહદે ગુલચીં કિ જબાં અપની સમ્હાલે બુલબુલ.

ઉપરોક્ત ગજલનું ગાન કરી રહ્યા બાદ ગુલ અત્યન્ત રૂદન કરવા લાગી જેથી ધાઈ અને બહારથી જોઇ નહિ શકવાથી રોઇ જવાયું. કિન્તુ પેલા બિચાર આશ્રયદાતાએ તેમના વતાન્તનો કાંઇ પણ ભેદ જાણ્યો નહિ.



## સપ્તમ પરિચ્છેદ.

### મુંગેરના કિલ્લા તરફ.

—રાત્રિ બે પહોર વ્યતિત થઇ ચૂકી છે, નિશા દેવીએ શ્યામ ચાદર ઓઢી કૃષ્ણાભિસારીકાના સુન્દર વેસથી પોતાને શ્રણગારી છે, ચારે તરફ અન્ધકાર ફેલાઇ ગયો છે કદી કદી શિયાળ કૂતરાં અને નિસાચર પક્ષિ પોતાની કરકસ દવનીથી શાન્તિમાં ભંગ કરે છે. આવા સમયમાં તે દારિદ્ર ખેડૂત પોતાની ઝુંપડીમાં સયન કરી રહ્યો છે, પણ આફત ને લીધે બહાર, ગુલ અને ધાઇનાં ચક્ષુમાં નિંદ્રાનું નામ નિશાન આજે નથી.

બહારે કહ્યું,—"પ્યારી ગુલ! જાગે છે કે શું?"

ગુલ,—"હા, બહાર!"

બહાર,—"પણ પ્યારી ગુલ! આ ઇરાદા પહેલાં ત્હારે પૂછવું વાસ્તવિક હતું કે કયાં જવાનો ઇરાદો છે."

ગુલ,—"હા, બહાર!"

બહાર,—"ગુલ! તું ભોળી છે."

ગુલ,—"હેં, બહાર!"

આટલો વાર્તાલાપ થતામાં તો બાળીકા ગુલના ચક્ષુમાંથી મોતનમાળા સમાન અશ્રુપાત થવાં માંડયો. પણ અન્ધકાર હોવાના કારણે બહાર તે જોઇ શકયો નહિ; કિન્તુ ગુલને અશ્રુપાત થવાનું શું પ્રયોજન હશે તે હમારૂં નિરસ હૃદય કેવી રીતે સમજી શકે તેમ છે!

પુનઃ ગુલે પોતાની વીણા બજાવી ગજલનું ગાન શરૂ કર્યું

તેથી ખેડૂત જાગ્રત થયો, એનો હેવાલ અમો ગત પરિચ્છેદમાં આપી ચૂકયા છીએ. અસ્તુ, થોડા સમયમાં ગુલ સ્વસ્થ થઇ અને બહાર તથા ધાઇએ પણ પોતાનું મન શાન્ત કર્યું; પરન્તુ અભણ ખેડૂત પ્રમાદને વસ થઈ શયન કરી રહ્યો !

બહારે કહ્યું,—" ગુલ ! મ્હારૂં મન તે વાતની શાક્ષિ આપી રહ્યું છે કે મ્હારા વાલિદ હમણાં સુધી મુંગેરના કિલ્લાવાળી જગ્યોમાં માંજુદ હશે. ત્હેમણે મ્હને ઇસારામાં તે વાત દેખાડી હતી કે,–" હું કબ્રસ્તાનવાળા પોશીદ તહખાનામાં ત્હારો મુન્તજીર રહિશ." મ્હને એવો વિશ્વા બેસે છે કે ત્યાર સુધી અંગ્રેજ સેના ત્હેમનો પતો મેળવવા નહિ આવી હોય, અને તે વખતે પિતાશ્રી ત્યાં સન્તાઇ રહ્યા હશે. લાવો હું ત્હેમના માટે થોડો ખાવાનો ખોરાક લઇને આપી આવું એમ કહેતામાં ગુલ પણ બહાર સાથે જવાને ઉત્તેજીત બની ગઇ.

બહાર—" ગુલ, ત્હારે મ્હારી સાથમાં આવવા ઇરાદો છે ?"

ગુલ,—" હા, બહાર ! "

બહાર,—" હાય, અફસોસ ! સદ્ અફસોસ ! ! આજે મ્હારા વાલિદના મુખમાં એક દાણો અનાજનો ગયો નથી, હે ! ઇલાહી !! તું મદદગાર થા મ્હારો !"

ગુલ—" તો ચાલો, બહાર ! સત્વરે ચાલો. બાબા જનને જોવાને મ્હારૂં હૃદય તલપી રહ્યું છે."

બહાર,—" ઠીક, ગુલ ! તું તે બતાવ કે કઇ યુક્તિથી આપણે તે જગ્યા સુધી પહોંચી શકીએ તેમ છીએ ?"

ગુલ,—" જેમ મન ફાવે તેમ ચાલો, બહાર ! "

બહાર,—" અરે ભોળી ! ત્હને જરા પણ સમજ નથી ? પ્યારી ગુલ ! મેં ત્યાં સુધી પહોંચવા માટે એક યુક્તિ શોધી કહાડી છે. તું ત્હારી " વીણા " લઇને મ્હારી સાથે ચાલ."

બહારને ધાઇએ ઘણોએ સમજાવ્યો તેમ શત્રુઓના મુખમાં જતો ઘણોએ રોકયો, પરન્તુ ત્હેણીએ સમજાવેલું સઘળું વ્યર્થ ગયું; કેમકે બહારે ધાઇના કહેવાપર લ્હેજ માત્ર ધ્યાન આપ્યું નહિ. લાચાર, ધાઇને પણ તે બન્નેની સાથે ચાલવું પડયું.

નિદાન, પછી પૃણકુટીમાંથી વાઘનું મ્હોટું ચામ્ર અને વીણા લઈ ગુલનો હસ્ત પકડી બહાર ધાઈ સાથે ચાલવા લાગ્યો, પણ કુટીમાંથી બહાર નિકળ્યો અને ગંગાની કીનારે આવ્યો એક હોડી છોડી લાવી બહાર ધાઇ અને ગુલ સ્વાર થઇ મુંગેર તરફ જવા લાગ્યાં.

અદ્યાપિ રાત્રિ કૃષ્ણપક્ષની હતી, તેમ બહાર સારી પેઠે હોડી ચલાયમાન કરવાનું જાણતો ન્હોતો. પરન્તુ ઇસના અનુગ્રહથી થોડીજ વારમાં તે હોડી કિલ્લાવાળી સુરંગના કિનારે આવી પહોંચી એટલે ગુલ તથા ધાઇ સાથે કિનારપર ઉતર્યો. હોડીને કિનારે થોભાવી સુરંગ તરફ ધુસ્યાં બહારે કંઇ યુક્તિથી ત્યાંના એક પત્થરને ખસેડી રસ્તો કર્યો અને તે રસ્તેથી ત્રણેજણ અન્દર ધસ્યાં! અન્દર જઇ બહારે તે સુરંગના રસ્તાને બન્દ કરી દીધો.

જ્યારે ખાવાનો ખોરાક લઇને ધાઈ સાથે બહાર નવાબ મીર કાસીમ પાસે પહોંચ્યો તો તે બન્ને બાળકોને પોતાની છાતી સરસાં ચાંપી ઘણું રૂદન કરવા લાગ્યો. બહારે ઘણી હઠ કરી ત્યારે ત્હેણે કંઇ થોડુ ઘણું અન્ન લીધું અને જળપાન કર્યું. તદ્ પશ્ચાત્ ગદ્ગદ્તે કંઠે કહ્યું—"પુત્ર બહાર! હવે શું થશે?"

કિન્તુ બિચારો બહાર ત્હેનો જવાબ શું આપે!

નિદાન પ્રાતઃ પહેલાં એક કલાકે ગુલ અને ધાઇની સાથે બહાર ગંગા પાર પોતાની પૃણકુટીમાં આવી પહોંચ્યાં અને હતભાગી મીર કાસીમ કષ્ટતામાં રહ્યો.

## અષ્ટમ પરિચ્છેદ.

### સદ્ગત્ત માતાની ગોદમાં.

ત્યારબાદ મુંગેરમાં એક પ્રવાહ ફેલાઇ ગયો કે,–" બે પહોર રાત્રિ વ્યતિત થાય છે તે સમયે કબ્રસ્તાનવાળી જગ્યોએથી ઘણીજ મીઠી " વીણા " નો અવાજ આવે છે, અને કદી કદી તો નિચે મુજબ મધુર સ્વર શ્રવણ થાય છે.

" બહાર આઈ તો ઉસકે સાથ હી,
ગુલકે કદમ આએ.
હુઇ રૂખસત ચમનસે યહતો,
વહ ફિર કબ કરતીથી. "

પરન્તુ એ વીણા વગાડનાર અથવા તે મધુર સ્વર કહોનો છે, ત્હેની તપાસ કરવામાં લોકોએ ઘણો પરિશ્રમ કર્યો, પણ સૈ વ્યર્થ ગયો અને કોઇને આ વિચીત્ર ભેદનો પતો મળ્યો નહિ. તે દિવસથી મુંગેરના હિન્દુ અને મુસલમાનોએ ભૂતપ્રેતની બીકથી કિલ્લાવાળા કબ્રસ્થાન તરફ જવું આવવું એકદમ છોડી દીધું, અને અંગ્રેજ પહેરાગીર જે રાત્રે આ તરફના પહેરાપર નિયત થતા હતા તે બિકથી કંપીત થતા હતા. ત્યાં સુધી કે લોકોએ કિલ્લામાંથી નાસવાનો વિચાર પણ કરી લીધો હતો.

માંહેમાંહે આ સર્વ વ્રતાન્ત કલાઇવ સાહેબને કરણે પહોંચ્યું, કિન્તુ તે આ વ્રતાન્તને શ્રવણ કરી એકાએક હસી પડયા. સત્ય

છે. જે મરણથી ડરતો નથી ત્યાં સુધી કે જે; બીક શું વસ્તુ છે, ત્હેને સ્હેજ માત્ર જાણતો નથી, તે આ વતાન્ત સાંભળી કેમ ના હસે ! અસ્તુ ! તે રાત્રિએ સ્વયં કલાઇવ સાહેબ પહેરાગીર પાસે આખી રાત્રિ રહ્યા. અને તે અફવાની ચોક્કસ બાતમી મેળવવા કમ્મર કસી તૈયાર થયા. તે સમયે કલાઇવ સાહેબે જંગી (પલટણી) પોશાક ધારણ કર્યો હતો. અને એકનાળી બન્દુક ગોળી છરાથી ભરેલી ત્હેમના હસ્તમાં હતી. પહેરાગીર ત્હેમનાથી ઘણે દૂર ઉભો હતો. આ સમયની કૃષ્ણ રાત્રિએ પોતાની શ્યામ આદરમાં સર્વને છૂપાવી દીધા હતા. અરધી રાત્રિ વ્યતિત થઇ છે એવામાં સુરંગના મુખમાંથી રસીલી મધુર ધ્વની વીણાના તારોથી નિકળી ધીરે ધીરે હવામાં તરવા લાગી ત્હેની સાથેજ કોઇ અલૌકિક કંઠસ્થનો મધુર સ્વર પણ ફેલાવા લાગ્યો, તે સમયે કલઇવ સાહેબના નીડર કલેજામાં પણ થોડીવારને માટે કમકમી પેદા થઇ; પરન્તુ તે વિર અંગ્રેજે તે દુર્બળતાના લીધે પોતાના હૃદયને પોતેજ ધિક્કાર્યું અને દ્રઢતાથી પોતે નિડર બન્યો.

થોડા સમયમાં ખરેખર કોઇના પગનો અવાજ સંભળાવા લાગ્યો, તુરતજ કલાઇવ સાહેબે અન્ધકારમાંજ તે અવાજ પર નિશાન તાકી બન્દુક છોડી દીધી. રાત્રિની તે શાન્તિને તોડી દન દન બે ગોળીઓ આકાશમાં મળી ગઇ અને તેની સાથેજ કોઇના પગનો અવાજ અને "વીણા" ના મ[illegible] પણ અન્ધકારમાં મળી ગઇ.

બીજી રાત્રિએ આકાશ શ્યામ વા[illegible] બન્યું હતું, એક વખત જોરથી વરસા બિન્દુઓનો સંચાર પૃથ્વી પર

પડી ચુક્યો હતો રહિ રહિ વિજનો ચમકાર થતો હતો શિયાળ અને ઘુવડના કરકસ સ્વરથી લોકોનું હૃદય કંપી ઉઠતું હતું; પરન્તુ એવા દુર્દિનનો કલાઇવ સાહેબે કંઇ પણ ખ્યાલ કર્યો નહી, અને સુરંગના મુખની તરફ પોતાની દષ્ટિ પહોંચાડી અને ગઇ કાલની રાત્રિએ પોતાને ઉભા રહેવાનું સ્થળ નિયત કર્યું હતું તેજ સ્થળ આજને માટે ઉચિત માન્યું.

રાત્રિ અરધી વ્યતિત થઇ છે એવામાં વીણાનો સુરીલો ધ્વનિ સંભળાયો તેની સાથે વાઘના પંઝાનો અવાજ શ્રવણ થવા લાગ્યો. કલાઇવ સાહેબે તે વાઘના પંઝાના અવાજ તરફ દષ્ટિ રાખી કિલ્લાની દક્ષિણ દિશા પ્રતિ ધીરે ધીરે વધવા માંડયું. પંઝાનો અવાજ પણ કબ્રસ્થાન પાસે જઇ એકાએક બન્ધ થઇ ગયો. કલાઇવ સાહેબે ઘણી સાવધાનતાએ ચારે તરફ તે વાઘની શોધ કરી; પરન્તુ વાઘનું નિશાન પતિત થયું નહિ. આ વિચીત્ર તમાશાને જોઇ થોડીવારને માટે તેઓનું કલેજું પુનઃ કાંપી ઉઠયું. ત્હેમણે સુરંગ અંદર ઘુસવાનો ઘણો સાહસ કર્યો પરન્તુ તે ત્યાં જઇ શકયા નહિ. તદપશ્ચાત્ ત્હેમણે પોતાના ધડકતા હૃદયને શાન્ત કર્યું અને હાસ્ય મુદ્રાએ પોતાના મનમાં કહ્યું કે,–અસ્તુ ! આજે નહિ તો કાલે અવસ્ય આ રહસ્યના ભેદને જાણ્યા શિવાય રહિશ નહિ.

આમ કહી તેઓ ત્યાંથી ચાલ્યા અને પોતાના સ્થળે પહોંચ્યા. પોતાના સ્થળે જતાં અર્ધોક રસ્તો પસાર કર્યો છે એવામાં એકાએક તેના તેજ શબ્દો ત્હેમને પુનઃ શ્રવણ થયા પાછળ દષ્ટિ કરી જોયું પરન્તુ ત્યાં હતું કોણ ! પછી પોતે લાલ્ટ્રેન લઇ ચારે તરફ શોધ કરી પરન્તુ કંઇપણ જણાયું નહિ.

નિદાન, ત્યાર બાદ કલાઇવ સાહેબ સીટી વગાડતે પોતાના મકાન તરફ વળ્યા. એટલામાં વિજના ચમકારથી ત્હેનો રહસ્ય ભેદ ખુલ્લો કરનાર તિક્ષણ દષ્ટિએ થોડે દૂર એક વાઘને જોયો. બસ, તુરતમાંજ તે પર નિશાન સાધી બન્દુક છોડી. તે ગગન ભેદી શબ્દે ગંગાની તરંગોથી ઠોકર ખાઇ એક અલૌકીક કરૂણ ધ્વનીની સૃષ્ટિ કરી. કલાઇવે પુનઃ વિજ ચમકવાથી જોયું કે વાઘ્રજ જમીનપર પડી તરફડી રહ્યો છે. બસ, તુરતમાંજ ત્હેમણે શેર તરફ વધતાં શીટી વગાડવાનો પ્રારંભ કર્યો અને વાતની વાતમાં હસ્તએ મશાલ લઈ ઘણા ગોરા અને કાળા શિપાઇઓ ત્યાં આવી પહોંચ્યા. કિન્તુ હાય, આ શું !!! અરે આ કંઈ બલા છે !!!

હે રામ ! આ શું !!! કલાઇવ સાહેબે પોતાના સામે ધરણીપર એક પરમ સુન્દર 'સોળ વરસના સુકુમાર' બાળકને રક્તમાં તરબોળ થએલો જોયો, જેના કલેજામાં ગોળી વાગી હતી. અને મુખેથી રક્તના ફૂવારા છૂટી રહ્યા હતા. અને પાસમાંજ વાઘ્રનું મ્હોટું ચામ્રં પડયું હતું. પીડાથી તડફડતા બાળકના સરળતા મય મૂખને જોઇ કલાઇવ સાહેબના વજ્ર હૃદયમાં મહાન્ આઘાત થયો. તે સમયે તે અંગ્રેજ વીરના હૃદયની તેવીજ અવસ્થા હતી. જેવી કે એક સમય હાથી જાણીને મુનિકુમાર સિન્ધુને મારી મહારાજ દશરથની થઇ હતી. અંગ્રેજ વીર કલાઈવ સાહેબ થોડો સમય સ્તબ્ધ બન્યા અને તેજ સ્થળે ઉભે રહી તે બાળક તરફ એક શરતે જોઇ રહ્યા અને સ્વયંમ તે બાળકને પોનાના ખોળામાં ઉઠાવી ડૉકટરી ઉપચાર માટે પોતાના સ્થળે લઇ લીધો.

ડૉકટર મર્સન સાહેબને ત્યાંજ બોલાવવામાં આવ્યા, પરન્તુ તેઓના આવ્યા પહેલાંજ બાળકની દુઃખદાદ પીડાનો અન્ત આવી ગયો હતો. અને ત્હેના દેહરૂપ પીંજરામાંથી પ્રાણ પંખેરૂ સદાને માટે આલોકમાંથી પરલોક ગમન સિધાવ્યો હતો.

શું અમારા મર્મજ્ઞ પાઠકો આ સ્વર્ગીય બાળકને ઓળખ્યો ? (. બીજો કોઇ નથી પરન્તુ આપણી આ ન્હાનકડી વાર્તાનો નાયક પૂર્વ પરિચીત બાળક "બહારજ" હતો. અફસોસ બિચારો બહાર સંસારની સઘળી બહારને પોતાની સાથમાં લઇ સદ્દગત માતુશ્રીની ગોદમાં સયન કરવાને માટે ચાલ્યો ગયો ! અભાગી મીરકાસીમ ! આજે તું રાજ્ય અને પુત્ર એ બન્ને રત્નોથી રહીત બન્યો !!) સત્ય છે ! તે કોઇનું સામર્થ છે કે લલાટના લખેલા લેખ ટાળી શકે !!!



## નવમ પરિચ્છેદ.

### બહારનું સમાધી ગૃહ
### યાને
### કલાઇવ સાહેબે કીધેલો ઉપવાસ.

મીર કાસીમને માટે ભોજનનો પ્રબંધ કરી ખોરાકી પોતાની સાથમાં લઇ પ્રત્યેક અર્ધિ રાત્રિના સમયે "બહાર" સામે કિનારેથી હોડી લઇ કબ્રસ્થાનવાળી કિનારે આવી સુરંગમાં ઉતરતો હતો, મીર કાસીમને રૂચી ન હોય તો પણ એકાદ બે ગ્રાસ બહારના આગ્રહથી લેતો ત્યાર બાદ પાછલી રાત્રિએ બહાર પોતાના મુળ સ્થળે જવા હોડીમાં સ્વાર થતો હતો. કલાઇવના હસ્તે મરણ પામ્યો તે દિવસે પોતાની સાથે ઘાઇ અને ગુલને પણ લાવ્યો હતો. ગામડાના જે ખેડૂતને ત્યાં ત્રણે જણ રહેવા લાગ્યાં. તે દિવસથી ખેડૂત સુખમયી જીવન વ્યતિત કરવા લાગ્યો તેથી તેને એમ શંકા ઉત્પન્ન થઇ કે આ બાળકો ઘણાં પ્રાલબ્ધી છે તે કહેનાં હશે. તે બાળકોપ્રતિ દ્રષ્ટિ ફેંકતાં ખેડૂતને અત્યન્ત પ્રેમભાવ ઉત્પન્ન થતો હતો જેથી તેમની બરદાસ સારી રીતે કરવા લાગ્યો.

પ્રતિદિન અરધી રાત્રીના સમયે બહાર ગુલ અને ઘાઇને લઇ વાઘનું ચામ શરિરે ધારણ કરી સુરંગના રસ્તેથી કબ્રસ્તાનની અન્દર મીર કાસીમની પાસે પહોંચતો હતો. મીર કાસીમ ગુલ અને બહારને પોતાની છાતી સરસાં ચાંપી ઘણોજ પ્રસન્ન રહેતો

અને ભાન્તિ ભ્રાન્તિના સ્નેહમયી વિનોદથી તે બાળકોને આનંદ આપતો અને પોતે સન્તોષિ બનતો હતો. તેનું વિર હૃદય પણ થોડા સમયને માટે સ્ત્રી–સ્વભાવ–સુલભ–કોમલતાથી બદલાઈ જતું હતું અને તે એક નજરથી કલાકો સુધી જોઈ રહેતો હતો.

ગુલ ન્હાના ન્હાના નાજુક હસ્તોએ કોઇ કોઇ વખત સુરીલી વીણા બજાવતી અને કોઇ કોઇ વખત,—

“ બહાર આઇ તો ઉસકે સાથહી,
ગુલકે કદમ આયે.
હુઇ રૂખસત ચમનસે યહતો,
વહ ફીર કબ કરતી થી. ”

આ ગજલ સાંભળી મીર કાસીમ ત્હેને સ્વર્ગીય સુખ સમજીને થોડા સમયને માટે પોતાના બળતા કલેજાને શાન્તિ અર્પતો હતો. બહાર જયારે ઘણા આગ્રહપૂર્વક ભોજન કરવાનું કહે ત્યારે ત્હેને સેંકડો વિંછું ડંખ સમાન વેદના થતી હતી. કારણકે વીતેલી તમામ ઘટનાઓ તેના ચક્ષુ સન્મુખ આવી હાજર થતી જેથી તે મુરદાવત બની કંઇક સમય સ્તબ્ધ થઇ જતો હતો.

જે દિવસે બહારે કલાઇવ સાહેબની ગોળી ખાઇને જીવનની પૂર્ણાહુતિ કરી હતી તે રાત્રિએ બહાર અને ગુલ નવાબ પાસેથી વિદાય થઇને સામો કિનારે પોતાની પૃણકુટીમાં જવાને માટે છૂપી રીતે જતાં હતાં તે દિવસે ધાઇ પૃણકુટીમાં એકથી રહી હતી. તેમની સાથે ન્હોતી, બન્નેને હોડીમાં સ્વાર કરવા મીર કાસીમ સાથમાં લઇનેજ સુરંગમાંથી નીકળ્યો હતો.

પહેલાં મીર કાસીમના પંઝાની અવાજ કલાઇવે શ્રવણ કરી

હતી. ત્હેની પાછળ વાઘનું ચામ્ર ધારણ કરી બહાર જતો હતો. તે સમયે વિજના પ્રકાશથી બહારનું શરિર વાઘની સુરત કલાઇવ સાહેબને માલૂમ પડી અને ત્હેમણે પણ વાઘ સમજીને પોતાની ગોળી તેપર છોડી, ચાલાક નિશાનબાજ કલાઇવ સાહેબની ગોળી હવામાં સનસનાટ કરતી બહારના હૃદયને વિંધી હવામાં ચાલતી થઇ એ જોઇ મીર કાસીમ પકડાઇ જવાના ભયથી બેહોશ ગુલ,–કેમકે બન્દુકની અવાજ અને બહારનું પડવું જોઇ બેહોશ થઇ હતી,–ઉઠી સુરંગ તરફ દોડયો! હા!! પોતાનો પ્રાણ સર્વને એવોજ પ્યારો હોય છે!!? યદી મીર કાસીમ સુરંગનું મુખ છોડીને ત્યાંથી દોડયો નહી હોત તો બહાર અને ગુલનું આ ભયાનક પરિણામ કદાપી ન આવેત! અસ્તુ, **विधिर्व लीयान्!** અર્થાત્ ઇશ્વર ઇચ્છા બલિયસી!

એ કારણે કલાઇવ સાહેબ બહાર પાસે પહોંચ્યા, તો ત્યાં બહારના શિવાય કોઇને ના જોયો.

બીજે દિવસે બહારના શબને માટે ઘણો ઝઘડો મચ્યો. કેટલાકો ત્હેને ઓળખીને નવાબનો પુત્ર મનાવવા લાગ્યા. તેમ કેટલાકો એ વાતને ન માની તેને ફરિસ્તો કહેવા લાગ્યા. ત્હેના પોશાકથી સૌએ ત્હેને મુસલમાન હોવાનું માન્યું. તે કારણે કલાઇવ સાહેબે મુસલમાન દ્વારાજ ત્હેને ઘોર કફન દેવાનો વિચાર કર્યો; પરન્તુ મુસલમાનોએ બહારના શરિરનો બિલકુલ અસ્વિકાર કર્યો. ત્હેનું કારણ એ લોકોએ એ બતાવ્યું કે, "આવા હસિન અને ખુબરૂ ઇન્સાનથી, બલકે ફિરીસ્તા હોય છે, કારણ કે ફિરીસ્તાનના શરીરને દફન કરવું. અમારા લોકોની તાકાત બહાર છે." ઇત્યાદિ.

કિન્તુ મુસલમાનોની આ મૂર્ખતા ઉપર કલાઇવ સાહેબે ધ્યાન ન આપ્યું અને બીજે દિવસે પ્રાતઃમાં પલટણી મુસલમાનોના સ્વહસ્તે યથાવિધી સ્વયં કલાઇવ સાહેબે ' બહાર ' ના સમાધી ગૃહને પુરૂં કર્યું.

તે દિવસે પ્રાતઃકાળથી સાયંકાળ પર્યન્ત ઘણી ઉષ્ણતા પડી. બેન્ડ વાગતું રહ્યું, સઘળી સેના શોક સુચક વર્દી પહેરીને બહારની કબ્રપર પુષ્પવૃષ્ટિ વરસાવી રહી. મુસલમાન સૈનિક નમાજ પડી રહ્યા, અને સ્વયં કલાઇવ સાહેબ મુસ્તૈદીની સાથ આ શોક કાળમાં શોક પૂર્ણ હૃદયથી ડરાઈ રહ્યા.

તે દિવસે કલાઈવ સાહેબે પોતાની સિલકમાંથી સો રૂપીયા કહાડીને ફકીરોને ખિચડી, કપડાં અને પૈસા વહેંચ્યા અને સઘળી ફોજની સાથે તેઓ પણ આખો દિવસ ઉપવાસી રહ્યા.

આ દિવસે તેમણે પોતાની ડાયરીમાં આ હૃદય–દ્રાવક વૃતાન્ત એવા કરણ વ્યંજક–શબ્દોમાં લખ્યું છે કે જે આજ પણ તેઓના હૃદયની સાથે વેદનાનો પરિચય આપવાને માટે બસ છે.

અસ્તુ, હમો પણ નિમ્નલિખિત વાક્યને લખી આ પરિચ્છેદ પૂરો કરીએ છીએઃ—

" બહારે ચમન, ગુલ ખિલાતી હે કયા કયા; "
" બદલતા હે રંગ, આ સમાં કૈસે કૈસે !!! "



## દશમ પરિચ્છેદ.

### " મુંગેરવાળા પીરશાહી. "

આ ઘટનાને કંઇક દિવસો પશ્ચાત્ તે જગ્યાએથી અરધી રાત્રિના સમયે " વીણા " નો મીષ્ટ ધ્વનિ શ્રવણ થવા લાગ્યો. અને કોઇ કોઇ વખત ઉપર લખેલી તાન પણ કાનોના પરદાઓને છેદવા લાગી, ત્યારે તો લોકો ઘણાજ ચકિત થયા અને આપસમાં કહેવા લાગ્યા કે,–" શું બહાર નક્કી બેહસ્તનો ફિરસ્તો છે ? અને શું બહારજ કબ્રમાંથી નિકળી પહેલાંની સમાન વીણા બજાવે છે અને મીષ્ટતાન ઉઠાવે છે ? "

એ રીતે લોકો તરેહ તરેહની વાતો કરી તલનો પહાડ બનાવવા લાગ્યા, હવે તો પહેરાવાળાઓનું હૃદય ડરથી ઘણું ધડકવા લાગ્યું. આ વખતે પણ સઘળી હકીકત કલાઈવ સાહેબના કરણે પહોંચી, જેને સાંભળી તેઓએ મનમાં નિશ્ચય કર્યો કે,–" આ મામલાની અન્દર જરૂર કંઇનું કંઇ ગુહ્ય રહસ્ય છૂપાએલું હશે. " એવો વિચાર કરી ત્હેમણે કંઈ રાત્રિઓ સુધી પોતે ઘુમીઘુમીને ઘણી શોધ કરી, પરન્તુ વીણાના અવાજ શિવાય બીજી કોઇ પણ વાતનો પતો ન લાગી શકયો જેથી આઠ દશ દિન એમજ વ્યતિત થયા. એક દિવસ પ્રાતઃમાં કલાઇવ સાહેબ પોતાના કમરામાં બેસી કંઇ ચીઠ્ઠી વાંચી રહ્યા હતા. એટલામાં કિલ્લાની બહેર ઘણો કોલાહલ મચી ગયો. જે સાંભળી કલાઇવ

સા... મનમાં સમજ્યા કે,—"માલૂમ પડે છે." એ સોચમા તેમની તલવાર મ્યાન બહાર નિકળી પડી એટલે તુરતમાંજ ઉઠીને કિલ્લાની દિવાલ પાસે જઇને બહારની બાજુ જોવા લાગ્યા તો,— "આ કેવો હલ્લો છે ?"

કિન્તુ ત્હેમણે જોયું તો એકે મૂસલમાની સેના નથી તેમ મિર કાસીમ પણ દ્રષ્ટિએ પડયો નહી. એટલામાં એક સેનાપતિ આવ્યો અને ત્હેણે કલાઇવને કહ્યું,—

"જનાબે અલ્લી ! આપના હસ્તે જે ખૂબસુરત બાળકને ગોળીથી મારી નાંખ્યો હતો, તેજ બાળક હાલમાં પોતાની કબ્ર-માંથી ઉઠીને હાલ એ જગ્યાએ ઘાસપર શયન કરી રહ્યો છે. છતાં આપને અમારૂં કહેવું અસંભવિત લાગે તો આપશ્રી પોતેજ ત્હેનો તપાસ કરો."

આ વિચીત્ર તમાસાને જોઇને કેટલીકવાર સુધી તો કલાઇવ સાહેબના હોશ ઉડી ગયા, પરન્તુ પુનઃ તેમણે પોતાની માનસિક દુર્બળતાને રોકી ભલા ભાંતી પોતે સ્વસ્થ થઇને ધીરે ધીરે તે બાળકના શિરપર હસ્ત ફેરવવો પ્રારંભ કર્યો, જેથી કલાઇવ સાહેબને માલૂમ પડયું કે બાળકનું શિર બરફ સમાન શિતળ છે. વધુમાં નાશિકાપર હસ્ત મુકતાં જણાયું કે સ્વાસ નથી ચાલતો જેથી તેમણે નિશ્ચય કર્યો કે તે શબ છે.

તે વખતે ત્યાં જેટલા મનુષ્ય ઉભા હતા તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ; પરન્તુ કલાઇવ સાહેબનું આશ્ચર્ય વધુ સમય નહિ ટકયું, તેઓ તુરતજ સ્વસ્થ થઈ ભલી ભાંતીએ શબને જોઇને કહ્યું કે;—

"આ બાળકનું શબ નથી બલકે બાળકીનું શબ છે !"

અદ્યાપી તે શબના બદનપર પુરૂષનો પોશાક ધારણ કરેલો હતો; પરન્તુ કલાઈવ સાહેબની શુક્ષ્મ દૃષ્ટિએ એ પોશાકની અન્દર પહોંચી એ વાતને સત્ય કરી દીધી કે બાળક નથી, પરન્તુ બાળકનો પોશાક પહેરેલી કોઇ બાળકી છે.!!!

નિદાન બીજે દિવસે શુક્રવારની પ્રાતઃમાં પુનઃ સોગ વાજીંત્ર વાગ્યા! કલાઇવ સાહેબ સ્વયં "ફ્રોજ ર્ફ્રેમ" ની અનુસાર તે બાળકીને દફન કરવાની ઇચ્છાથી બહારની કબ્ર પાસે ગયા. આ સમયે કલાઇવ સાહેબની આજ્ઞાથી સર્વ હિન્દુ મુસલમાન આ બાળીકાની સમાધિ ક્રિયામાં શામેલ થયા. તે સમયે કલાઇવ સાહેબે શોકમાં ડુબીને જે કંઇ વાક્યો કહ્યાં હતાં, તે માહેનાં થોડાં અહિંપર લખ્યા શિવાય લેખીની કોઇ પ્રકારે અગામિ ચલાયમાન થવાને આનાકાની કરે છે.

**"કલાઇવ સાહેબે લખેલા વાક્યો"**

"Friends! We have killed perhaps two innocent children, whoever they may be, nothing can undo what is Done. Let us do all honour that we can do to them. We shall have another military funeral far this girl say for this angel!!"

અર્થાત્ મિત્રો! અનાયાસે બે નિર્દોષ બાળકને આપણે મારી નાંખ્યા છે હશે! ગમે તેમ હોય પણ જે થયું તે હવે થવાનું નથી. મરનાર બાળકોને હવે આપણાથી થાય તેટલું માન આપણે આપવું જોઈએ, બીજી પાયદસ્ત આ બાળકી માટે આપણે કરવી પડશે! અરે! બાળકી નહિ પણ સ્વર્ગિય સુંદરી!!!

બહારની કબ્રની પાસમાંજ ગુલના પ્રાણ સુન્ય કલેવરને બીજી કબ્રમાં રાખવાની સમાધિક્રીયા પૂરી કરવામાં આવી. તે સમયે ત્યા કેટલાક લોકો હતા તે સર્વેએ કલાઇવ સાહેબ સાથે અશ્રુપાત કર્યો અને ગુલ તથા બહારની કબ્રપર પુષ્પવૃષ્ટિ કરી તદ્દપશ્ચાત્ બાળક બાળકીના સ્મર્ણાર્થે કલાઇવ સાહેબની આજ્ઞાનુસાર પ્રતિદિવસમાં ત્રણ વખત તોપોની સલામી આપવાનું નિયત કરવામાં આવ્યું.

તે દરમિયાન ઘણા દિવસો બાદ કલાઇવ સાહેબ કલકતા તરફ વિદાય થયા, તેમના જવાપર તોપોની સલામી પણ ગુલ અને બહારના સ્મર્ણાર્થે પ્રતિદીન થતી હતી,—તે હવે બન્દ થઇ ગઇ; કિન્તુ યે વાત આજ દિન સુધી જારી છે કે મુંગેરના રહેવાવાળા ( વિશેષ કરીને મૂસલમાન ) પ્રતિ શુક્રવારે તે બાળક બાળકીની કબ્રોને પુષ્પોથી સજાવે છે, માન મન્નત કરે છે, તે જગ્યાને અદ્યાપી પર્યંત મુંગેર વાળા "પીરશાહી" કહે છે.

---

## એકાદસ પરિચ્છેદ.

---

### જીવન પ્રદીપ બુઝાયો.

પ્રિય પાઠકો ! આ બાળકીને આપે ઓળખી હશે તે બીજી કોઇ નહિ; પરન્તુ આ ન્હાનકડી નવલકથામાં દર્શાવેલ ઘટનાની નાઇકા ગુલ હતી.

જયેમ ઘણા લોકોએ બહારને ઓળખીને ત્હેને નવાબજાદો બનાવ્યો હતો, ત્હેવીજ રાતે ગુલને પણ ઓળખીને નવાબજાદી કહી; તેમ બન્નેનાં એક સ્વરૂપ જોઇ કલાઇવ સાહેબને પણ આ વાતનીપર વિશ્વાસ થયો કે નવાબપણ અહિંઆ કોઇ જગ્યાએ છુપાએલો હશે. પરન્તુ આવાં ગુલાબ સરીખાં બે બાળકોને મૃત્યુને શરણે થએલાં જોઇ ઘણા દિવસ સુધી બીલકુલ જીવી શકશે નહિ! કલાઇવ સાહેબે તરક બરોબર બાંધ્યો હતો કારણ કે છેવટ તેમજ થયું તે બિચારો પોતાના બે બાળકોના શોકમાં આપઘાત કરી મરણને શરણ થયો.

એ વૃન્તાન્ત અમોએ અગામિ દર્શાવ્યું છે કે જે રાત્રિએ બહાર માર્યો ગયો, તે રાત્રિએ ત્હેની ધાઇ ગંગાની બીજી કિનારે પોતાની પર્ણકુટીમાં હતી. આ તરફ બહારને ગોળી વાગતાંજ હતભાગી મીરકાસીમ ગુલને લઇ સુરંગમાં જઇને સંતાઈ બેઠો હતો. એ દુર્ઘટનાથી ગુલ બેહોશ બની ગઇ હતી, જે ઘણી ઘણી કોશેસથી હોશમાં આવી અને ગાંડાની સમાન બહારના વિષયમાં પોતાના પિતાશ્રીને પ્રશ્નપર પ્રશ્ન કરવા લાગી–અફ્સોસ તે સમયે કમબખ્ત મીરકાસીમની શું દશા થઇ હશે, ત્હેને અમો કોઇ રીતે લખી શકતા નથી. પુત્ર શોકથી તે એક ગાંડા સમાન થઇ ગયો હતો. અને ધીરે ધીરે ત્હેનું ગાંડપણ ત્યાં સુધી વૃદ્ધિને પામ્યું અને અંતમાં તે રાત્રે કે જે રાત્રિએ બહાર માર્યો ગયો હતો, તે (મીરકાસીમ) ગુલને સુરંગમાં બેહોશજ છોડીને એ દિશા તરફ નાશી ગયો અને સુરંગથી બહાર નિકળી તેજ રાત્રે મુંગેરની સીમાથી મુક્ત થયો હતો. તે દિન પછીથી કોઇએ આ

સંસારમાં મીરકાસીમને જીવીત જોયો નથી. માલૂમ પડે છે કે ર્હેણે આ વજ્ર સમાન શોકથી મગ્નહૃદયી બની ઘણી ઉતાવળે પોતાના જીવનનો ફેંસલો કરી દીધો હશે! ઘણાઓનું એમ કથન છે કે ગુલને મરવાની દુઃખદ હકિકત સાંભળી પુનઃ મીરકાસીમ આવ્યો હતો. તે સમયે પોતાના બન્ને બાળકોનું ભયાનક પરિણામ જોઇ, ર્હેણે પોતાના સ્વહસ્તેજ પોતાના શરિરનો ઘાત કરી નાખ્યો હતો; અસ્તુ! જે કંઇ હો.

બીજે દિવસે ધાઇએ ગુલ અને બહારને પાછા આવતાં ન જોયાં તેથી ર્હેણીના હૃદયમાં અત્યંત ખેદ થયો છેવટે ર્હેણે ઘભરાઇને આ તરફ આવવા વિચાર કર્યો. નિદાન ર્હે મહ્યાન થતાં થતાં ગંગાપાર ઉતરીને મુંગેર પરત આવી. કિન્તુ અફસોસ! ર્હેણે મુંગેર આવી પોતાના ચક્ષુએ બહારની જે દશા જોઇ, તેથી તે બિચારીનો એવો બુરો હાલ થયો; જેવો કે માનો પોતાના બાળકને માર્યાજવાપર થાય છે.

તે (ધાઈ)એ પોતાને બહુજ છુપાવી અને પોતાના શોકવ્યાકુળ હૃદયના શોકોચ્છાસ અન્દરે અન્દર દબાવી બહારની સમાધિ ક્રિયા જોઇ અને પુનઃ તે તરફથી પોતાને છૂપાવતી ગંગા કિનારે સુરંગની અન્દર ગુલ પાસે પહોંચી, કેમકે ધાઈ પણ સુરંગની અન્દર જવાનો માર્ગ જાણતી હતી. જે ધાઇએ એકલી સુરંગની અન્દર જઇને ગુલને બેહાશ પડેલી જોઇ.

ધાઇને પહોંચ્યાના થોડાજ સમય પછી ગુલે હોશમાં આવી પોતાના ચક્ષુ ખોલ્યાં અને ર્હેણીના ગળે વળગીને બહાર અને મીરકાસીમનો હેવાલ બરાબર પુછવાનો પ્રારંભ કર્યો, ધાઈ

બિચારી મીરકાસિમનો હાલ તો બીલકુલ જાણતીજ ન્હોતી જે કારણે ત્હેણે નવાબની બાબતમાં તો કાંઇ પણ ન કહ્યું; પરન્તુ હા, બહારના અકાળ મૃત્યુનો સઘળો વિસ્તાર પૂર્વક હેવાલ કહી સંભળાવ્યો.

પોતાની ધાઇના મૂખે બહારના અકાળમૃત્યુનો સઘળા હેવાલને શ્રવણ કરી ગુલ તેનો મર્મ સમજી અગર નહિ તે તો તેજ જાણે, પરન્તુ તે સમયે ત્હેના ચહેરાપર હૃદયનો જેવો ભાવ ચળકતો હતો. ત્હેનાથી એમ પ્રતીત થતું હતું કે માનો યમજ સહોદરના શોકથી તે બિલકુલ ગાંડા જેવી બની ગઇ હતી! તે સમયે એક ચક્ષુ ફાડીને ધાઇ તરફ દૃષ્ટિ લગાવી ત્હેને વારંવાર પુછયા કરતી હતી કે " બહાર કયાં છે અને બાબાજાન કયાં છે!"

ધાઇએ અનેક પ્રકારે સમજાવવા છતાં મીરકાસીમને મળવા પર પણ ગુલ–બહાર અને મિરકાસીમના માટે જરા પણ ન રોઇ ત્હેના ચક્ષુની પુતળીઓ ચક્કર ખાવા લાગી. જોત જોતામાં ત્હેની મુખાકૃતિપર કૃષ્ણ છાયા છવાઇ ગયી. ત્હેણીનો ચ્હેરો ગંભીર બન્યો. તેનું પ્રત્યેક અંગ સ્થિર થયું એટલે પાષાણવત અચળ થઇ ત્યાંજ બેસી ગઇ કદી પોતાની ધાઇને એ વાત પૂછતી તે ઉપર લખવામાં આવે છે, કદી પોતાની કોમળ આંગળીઓથી "વીણા" ના તારોને છોડતી, કદી ઉપર લખેલી ગજલના ટુકડાનું ગાન કરવા બેસતી, અને કદી પાશાણવત્ અચળ બેસી રહેતી હતી.

અફસોસ! કલાઇવ સાહેબ તમોએ આ શું કર્યું! અફસોસ! સહ્રૂ અફસોસ!! બહારના જીવન પ્રદીપની સાથેજ બિચારી ભોળી

ગુલના જીવન-પ્રદીપને પણ એક વાર બુઝાવી દીધો ! હાહન્ત ! હાહન્ત !! હા !!!

## દ્વાદશ પરિચ્છેદ.

### કબ્રમાંથી વીણાનો નાદ.

એમ કેટલાક દિવસો વ્યતિત થયા. ધાઇએ ઘણી રીતે સમજ આપી પરન્તુ ગુલે અન્ન જળ લીધું નહિ. કોઇ કોઇ વખત પહેલાંની માફક અર્ધિ રાત્રિએ "વીણા" બજાવતી. અને પોતે માપમાં ન રહીને તે ગજલનું ગાન કરતી હતી. જે કિલ્લાની અંદર રહેવાવાળાઓ એ ભલી ભ્રાન્તિએ સાંભળતા હતા। બહારના મૃત્યુને આઠ દસ દિન પછી એક દિન રાત્રિના બારના ટાઇમે ગુલ ધાઇને સુરંગમાં છોડી એકીલી બહાર નિકળીને ગંગા કીનારે ભમવા લાગી; કેમકે જયારથી બહાર માર્યો ગયો, અને નવાબ ગાંડાવત બન્યો તે સમયે તે સુરંગમાંજ હતી.

નિદાન ગુલ અરધી રાત્રિના સમયે આમ તેમ ઘુમતી ઘુમતી ચુંબકથી ખેંચેલા લોહની સમાન પોતાના સહજ ભાઇ બહારની કબ્ર તરફ ચાલી અને કબ્રની પાસે પહોંચીને ત્હેની પાસેજ શયન કર્યું.

હા, કદાચિત્ જગદીશ્વરે એમ સમજીને કે—"આ સ્વાર્થમય પાપી સંસાર મેં પવિત્રતાની પ્રતિમા મૂર્ત્તિ ગુલને રહેવાને માટે ઉત્તમ સ્થાન છે નહિ" ત્હેને પણ સ્વર્ગમાં આમંત્રણ કરી બહારની સાથે મેળવી ધ શે !!!

અસ્તુ! ગૂલ જે પદને વારંવાર યાદ કરતી હતી તે અન્તમાં બીલકુલ સત્ય થઇ ગયું કે,—

" બહાર આઇ તો ઉસકે સાથહી,
ગુલકે કદમ આએ.
હુઇ રૂખસત ચમનસે યહ તો,
ફિર વહ કબ ઠરતીથી!!!"

પ્રાતઃ થતાંજ તે કિલ્લાના રહેવાવાળાઓએ ગુલને બહારની કબ્ર ઉપર મૃત્યુને શરણે થએલી જોઇ, પુનઃ જે કંઈ બન્યુ હતું તેનો ખુલાસો અમો ગત્ પરિચ્છેદમાં લખી ગયા છીએ.

પ્રાચિન લોકોનું એવું કથન છે કે,—"યમજ અર્થાત એક સાથેજ પૈદા થએલાં બાળકોમાંથી યદિ કોઇ રોગ આદિમાં ગ્રસ્ત થાય તો બીજુ પણ તેજ સ્થિતીને પામે છે, કદિ ત્હેમાંથી એક મૃત્યુને પામે તો બીજુ પુનઃ નથી જીવીત રહેતુ" એ વૃતાન્ત કયાં સુધી સત્ય છે ત્હેને જગદિશ્વર જાણે પરન્તુ અહિંઆં તો એ લોકોનું કથન બિલકુલ સત્ય નિવડયું, અને તેવુંજ બન્યું!

ગુલની સમાધિ ક્રીયા પણ અભાગી ધાઇએ પોતાના ચક્ષુએ જોઇ, અને ત્હેના બીજે દિન્ને તે પણ "ગુલ અને બહારની કબ્ર પાસેજ મૃત્યુને શરણે થએલી જોવામાં આવી. કંઇ લોકોએ ત્હેને પણ ઓળખી, સદૈવ સાથે રહેવા "ગુલ–બહાર" નું પાલણ પોશણ કરવાના કારણે (ધાય) ને પણ "ગુલ–બહાર" ની કબ્ર પાસેજ દફ્ન કરવામાં આવી આ સર્વ બની ચુકયું, પરન્તુ પુનઃ કોઇ દિન હતભાગી મીર કાસીમની સુરત જોઈ નથી.

"ગુલ–બહાર" ના હૃદય વિદારક પરિણામ પશ્ચાત્ અરધી રાત્રિના સમયે કબ્રસ્તાન તરફથી "વીણા" ની સુરીલી ધ્વનિનો

અવાજ બરાબર કિલ્લા વાળાઓને શ્રવણ થયો જેથી કિલ્લામાં રહેનાર સર્વ પ્રજા ખળભળી ઉઠી સર્વ ભયભિત બની કાંપવા લાગ્યા. આ સમાચાર કલાઇવને પણ પહોંચ્યા. પુનઃ તેઓએ કંઈ રાત્રિઓ સુધી બરોબર ઘુમાને "વીણા" બજાવનાર તેમજ ગાન કરનાર મનુષ્યોનો રહેજસાજ પતો મેળવ્યો, તદ્પશ્ચાત્ તેઓને કંઇ જોવામાં ન આવ્યું, હા; એટલો ત્હેમણે અવશ્ય નિશ્ચય કરી લીધો હતો કે,–"એ ધ્વનિ કબ્રસ્તાન તરફથીજ આવે છે." પરન્તુ ભયભીત બની તે તરફ જવાને કોઈની હિમ્મત પહોંચતી નહોતી.

## ત્રયોદસ પરિચ્છેદ.

### દેવાંગનાઓનો નાટારંગ
### યાને
### ગુલ બહારનાં અન્તિમ દર્શન.

અંગ્રેજી શિક્ષાના પ્રભાવે કોઇ કોઇ વિકૃત ખોપરીના અંગ્રેજ ભાવાપન્ન હજરત આ ઘટનાનો મર્મ સમજવામાં બીલકુલ અપારગ રહે, ચાહે કોઇ હઠીલો મહાત્મા આ વૃતાન્ત સર્વથા અસ્વીકાર કરે. ચાહે નવી રોશની પડેલ, કોઇ નવિન જમાનાના લોકો આ પર વિશ્વાસજ ન લાવે, અને કોઇ વિદ્વાન મનુષ્ય માનેજ નહિ, પરન્તુ અહિંઆં તો અમો સાચેસાચી ઘટનાનો ઉલ્લેખ કરીએ છીએ, જે આજથી દોઢ સતાબ્ધી પૂર્વે થઇ હતી અને જેનાપર કલાઇવ સાહેબ આદિ નિરખૂબી તબીયતના અંગ્રેજને પણ આશ્ચર્ય નહી, પરન્તુ વિશ્વાસ પણ કરવો

પડયો હતો. અરધી રાત્રિનો સમય હતો, ચંદ્રમા પોતાનો પ્રકાશ સૃષ્ટિપર પ્રકાશી રહ્યો હતો. શિતળમન્દ અને સુગન્ધથી વિભુષિત હવા પોતાનો રંગ જમાવી રહી હતી તે સમયે મુંગેરવાળા કિલ્લાની આ બાજુએ કબ્રસ્તાન નજદીકમાં એક વિશાળ બગીચો હતો ત્યાં ઘણો શોર બકોર થતો માલૂમ પડતો હતો.

તે સમય પ્રતિદિન અનુસાર કબ્રસ્તાનની બાજુએથી સુરીલ "વિણા" ની રસીલી તાનના ઝણુકારા હવામાં તરવા લાગી કિલ્લા વાળાઓના ધડકતા હ્રદયમાં પૂર્વવત્ ખળભળાટ થવા લાગ્યો.

એ અમો કહિ ચુકયા છીએ કે કેટલાક દિવસો સુધી કલાઇવ સાહેબે આ બાબતે ઘણી શોધ કરી હતી. પરન્તુ હજી લગી તે રહસ્યનો અન્ત તેઓ મેળવી શકયા નહોતા, તો તેઓ આજે તે અવાજને સાંભળતાંજ પોતાની બન્દુક ઉઠાવી ખડા થયા, તેમની સાથે બીજા અંગ્રેજ અમલદારો પૈકી જેમાં ડાકટર મૂર્સન, સેનાપતિ ફ્રેજર અને પાદરી મર્ટન પણ હતા તે સર્વ તૈયાર થયા.

નિદાન જયારે કલાઇવ સાહેબે કંઇ અંગ્રેજોની સાથે કબ્રસ્તાનની તરફ ચાલ્યા તો ત્હેમની સાથે ઘણા ગોરા અને કાળા શિપાઇ પણ સામીલ હતા. તેઓ સર્વ પોતીકાં હથીઆરથી સજીત હતા. અને તેઓમાં ઘણાઓના હસ્તમાં પ્રકાશમાન મસાલો હતી તે સર્વે ધીમે ધીમે કદમ ઉઠાવતા તે કબ્રસ્તાન તરફ ચાલ્યા. અને થોડાજ વખતમાં તે લોકોએ એક એવી જગ્યોએ પહોંચ્યા કે જયાંથી "ગુલ-બહાર" ની કબ્ર કેવળ સો કદમજ દૂર હતી.

ત્યાં પહોંચતાં સર્વ લોકો સ્તબ્ધ થઇ ગયા. સર્વએ પોતાના પગોને પૃથ્વી સાથે એવા જકડી દીધા કે ત્હેમાંથી કોઇ ઇસમ

એકદમ એક પણ ડગ આગળ ચાલી શકયા નહિ. તે સમયે તે સર્વ લોકોના આશ્ચર્ય ઉદ્વેગ અને ભયનું કંઇ ઠામ ઠેકાણું પણ ન રહ્યું. તેથી સર્વેના હૃદય એવી રીતે ધડકવા લાગ્યા કે, માનો "વીણાનો" નો તાલ મેળવવા મૃદંગપર થાપ દેવામાં આવતી હોય!!! તે સર્વ ભયભિત બની કાંપતા હતા, સર્વ ચૂપચાપ હતા. સર્વ એકજ પ્રકારે પાશાણવત મૂર્તિ સમાન પોતપોતીકા સ્થળે ઉભા હતા. તે સમયે કલાઇવ સાહેબ જેવા અંગ્રેજ અમલદાર પણ ભયથી વિહવળ બન્યા તો પુનઃ હિંદુસ્થાન વાસિઓની શું વાત કરી શકાય!

તે સર્વેએ એવુ શું જોયું કે જેથી તે સર્વની આવી દશા થઈ ઠીક સાંભળો કહું છું.

તે લોકોએ શું જોયું કે—"ગુલ બહારની કબ્રની પાસે એક ઘણો આનંદ ઉત્પન્ન કરે ત્હેવો સુશોભિત બગીચો ખિલી રહ્યો છે અને બગીચાની વચ્ચો વચ્ચ એક ચાંદીના પલાટ ફાર્મ પર એક સુવર્ણ જડિત સિંહાસન બિરાજમાન કરવામાં આવ્યું છે. ત્હેના ઉપર મોતન માળા જડિત્ર ચાંદની બાંધવામાં આવી છે ત્હેની નીચેની બાજુના બિછાનાપર એક એકની સામે ગુલ અને બહાર બિરાજયાં છે એકના હસ્તમાં પુષ્પમાળાઓ અને બીજાના હસ્તમાં મેવાના થાળ એવું દ્રસ્ય નજરે પડતું હતું ગુલ અને બહારની ખિદમતના માટે દેવાંગનાઓ મોજુદ હતી, જેમાંથી કોઈની પાસે ચમ્મર, તો કોઇના હસ્તમાં છત્ર, તેમ કોઇના હસ્તમાં પંખો તો કોઇની પાસે પાનદાન હતાં એ સમયે ગુલના હસ્તમાં એક રત્નમય "વીણા" હતી અને બહારના હસ્તમાં એક દ્રિય મૃદંગ!!! તે સમયે તે ધાઇ પણ શ્વેત વસ્ત્ર પરિધાન કરી ત્યાં હાજર હતી. તદ્‌પશ્ચાત ગુલે "વીણા" બજાવી નીચે લખેલી

ગજલનું ગાન કરવું શરૂ કર્યું. બહાર મૃદગનો તાલ મેળવવા લાગ્યો અને દેવાંગનાઓનાં ગુંડ નાટા રંગ કરવા લાગ્યાં:—

ગજલ.

" જામ ભર ભર કે મએ હોશરૂવા દે સાકી,
આજ ઘતની તુઝે તાઈીક ખુદા દે સાકી.
ખુમ કા ખુમ લાકે મેરે મુંહસે લગા દે સાકી,
બાદે મુદ્દત તૂ મુઝે આજ છકા દે સાકી.
મુંહસે લગતે હી મેરે હોશ ઉડા દે સાકી,
એસી બોતલ કોઇ ચુનકર મુઝે લાદે સાકી.
આલમેં આલમેં સૈરે ગુલો લાલ દેખૂં,
ભરકે સાગર મએ ગુલરંગ કાલા દે સાકી.
એક દો જામકી ખાતિર નચુરા મુઝસે આંખ,
એન મસ્તીમેં તુઝકો ન દગા દે સાકી.
બે ગજક અબતો કલેજાહી ભુના જાતા હૈ,
ખિતે મય જલ્દ મુઝે ભુન કે લાદે સાકી.
તેરી ઉમ્મેદ પઃ " રિન્દ " આયા હૈ ઉફતાં ખેજાં,
હુઈ તલછટ હૈ જો શીસેમેં પિલાદે સાકી.

ગજલનું ગાન પૂર્ણ થવા પશ્ચાત્ ગુલ–બહારે પોતાના હસ્તો થી ગુલે બહારને અને બહારે ગુલને એમ અન્યો અન્ય પુષ્પમાળ સમરપિત કીધી ત્યાર બાદ દેવાંગનાઓએ ત્હેમને ભોજન કરાવ્યું પાન સોપારી આપ્યાં ત્યાર બાદ એવી વિજલડી ચમકી,—વિના વાદળોએ:વિજલડીનો ચમકાર થવાથી કલાઇવ આદિ સભ્યોનાં ચક્ષુ બન્દ થઇ ગયાં ત્યાર બાદ તે સર્વેએ પોતાનાં ચક્ષુ ખુલ્લાં કર્યાં. તો સુનસાન કબ્રસ્તાન શિવાય કોઇને કાંઇ પણ દ્રષ્ટિએ પડયું નહિ. હા ! સો કદમ પર તે " ગુલ અને બહારની કબ્રઓ માં જૂદ હતી, પરન્તુ બગિચો અથવા તે સભાનું કંઇ નામ નિશાન ન્હોતું !!!

## ઉપસંહાર.

એ વિચિત્ર કૌતુકને જોઇ કલાઇવ આદિ સઘળાના છકા છૂટી ગયા અને તે સર્વ પડતા આખડતા પોતાના નિવાસે આવ્યા.

પ્રાત:કાળ થતામાં સર્વ ગોરા અને હિન્દુ-મુસલમાન સૈનિકાએ કલાઇવ સાહેબ પાસે એ આશ્ચર્યની દર્ખાસ્ત મૂકી, કે:— "અમો લોકો હવે એ કિલ્લામાં રહેવાને ચ્હાતા નથી." એનો ઉત્તર કલાઇવ સાહેબ આપવાની તૈયારીમાં છે એવામાં વિલાયતથી ટપાલ આવી જેમાં કેટલાક પત્રો આવ્યા હતા તેમાં કલાઇવ સાહેબના સીરનામાનો પણ પત્ર હતો, તે પત્ર કલાઇવે ખોલ્યો અને વાંચતાની સાથેજ પોતે ખુરસીપરથી ધરણીપર ઢળી ગયા. જેથી ડોકટર મર્શીને થોડાજ વખતમાં તેમને હોશમાં આણ્યા. એનું કારણ એ હતું કે વિલાયતથી જે પત્ર આવ્યો હતો તેમાં કલાઇવનો પુત્ર અને પુત્રી મરણ પામ્યાના સમાચાર હતા.

નિદાન, પુનઃ કલાઇવ ઉદાસ થઇ વિલાયત ચાલ્યા ગયા, એ કિલ્લાના સર્વ, ગોરા અને કાળા સિપાઇઓ તાત્કાલી નિકળી ચાલ્યા ગયા. અને "ગુલ-બહારની કબ્રને લોકો પુજવા લાગ્યા.

સચમુચ, જગદીશ્વર! તુ પરમ દયા મય છે, અને જેથીજ ત્હેં ગુલ અને બહારના અમ્મર આત્માને પરમ શાન્તિ પ્રદાન કિધી, અન્તકાળને વાસ્તે એ બન્નેને પરસ્પર મેળવી દીધાં!! આશા છે કે હવે એ બન્ને અમ્મર અને સ્વર્ગીય આત્માઓનો કદાપિ વિયોગ નહિ થાય!

**ધ્રુવમસ્તુ !!! ॐ शान्तिः! शान्तिः!! शान्तिः!!!**

એક અમૃતતુલ્ય

# આતંકનિગ્રહ

લગભગ ૪૦ વર્ષમાં એ ગો
ચોક્કસ ગુણોને લીધે કાઠિયાવાડ,
હિંદુસ્તાનના તમામ ભાગોમાં કે
પાય ચીન વગેરે પ્રદેશોમાં પહોંચી;
હાલની રણભૂમિના દેગો તથા આ
પણ પૂરતા ફેલાવાને પામી છે. ક
મન કરવાથી દસ્ત સાફ આવે છે.
ધારો અને વધારો થાય છે. શરિરમાં
પચવાથી અજીરણ તદન નાબુદ થાય છે,
વગતું કોઇ પણ જાતનું ન્હાનું મ્હોટું દરદ
સાથે કદી પણ ટકી શકતું નથી. અને તેથ
આને માટે સંખ્યાબંધ સર્ટીફીકેટો ચાલુ

બત્રીસ ગોળીની ડબી ૧ એકની ૪
૧ એક. એક ડબી સોળ દિવસ ચાલે
તેની વધારે વિગત જાણવા માટે પ્રાઇ

વૈદ્યશાસ્ત્રી મણિ

